# નિવેદન

માનવઇતિહાસમાં કદી ન નોંધાયેલું એવું ભયંકર યુદ્ધ અત્યારે ખેલાઈ રહ્યું છે. રોજ રોજ નવા નવા અને મહત્ત્વના બનાવો બનતા જાય છે: સામ્રાજ્યો ભાંગે છે, શહેરો તૂટે છે, વસ્તી વેરાન થાય છે. આ વીજળીવેગે રચાતા ઇતિહાસને સમજવો પણ સામાન્ય માણસો માટે મુશ્કેલ થઈ પડ્યું છે. આ સંહારલીલાની પાછળ ક્યા હેતુઓ કામ કરી રહ્યા છે, એ બનાવોની પાછળ શો કાર્યકારણ ભાવ રહેલો છે, એનું પરિણામ શું આવશે, વગેરે વસ્તુ સમજવામાં કંઈક મદદગાર થઈ પડે એવા હેતુથી આ અને હવે પછી પ્રગટ થવાનાં એવાં બીજા પુસ્તકો યોજાયેલાં છે.

ભાઈશ્રી ભાસ્કરરાવ આપણા ગણ્યાંગાંઠ્યા રાજકારણના અભ્યાસીઓમાંના એક છે. એમણે આ પુસ્તક લખવાનું સ્વીકાર્યું અને આટલું જલદી લખી આપ્યું એ બદલ અમો એમના આભારી છીએ.

ઉદ્યોગોમાં અમર્યાદ યંત્રવાદ શી રીતે યુદ્ધને નોતરી આણે છે, એ આ નાનું પુસ્તક વાંચનારના ધ્યાનમાં આવ્યા વગર નહિ રહે, છતાં તે તરફ અંગુલિનિર્દેશ કરી વિરમીએ છીએ.

૧૮ - ૩ - ૪૨ —પ્રકાશક

# લેખકના બે બોલ

જાપાને પાસિફિકમા યુદ્ધ શરૂ કર્યા પછી આપણુ ધ્યાન એ બાજુ તરફ વધારે ખેચાયુ એ રાજકારણ સમજાવતી નાની પુસ્તિકા લખવાનુ મને કહેવામા આવ્યુ યુદ્ધ ઝપાટાબધ આગળ વધતુ હતું એ ઝડપની સાથોસાથ મારે પણ મારુ કામ બહુ ઉતાવળે પૂરુ કરવુ પડ્યું આથી પુસ્તકમા ઉતાવળને લીધે ખામીઓ કે અસ્પષ્ટતા રહી ગઈ હોવાનો સભવ છે વળી હુ કાઈ રાજકારણનો ધુરધર અભ્યાસી પણ નથી, એથી બધા જિજ્ઞાસુઓની જિજ્ઞાસાને સતોષવાનો મારો દાવો પણ નથી જે થોડો ઘણો અભ્યાસ હતો તે અને ત્યાર પછી જે ટૂકો સમય મળી શક્યો એટલા વખતમા જે થોડી તૈયારી કરી શક્યો તેને આધારે આ નાનકુ પુસ્તક તૈયાર કર્યું છે વાચકો એને એ રીતે જ જોશે એવી હું આશા રાખુ છુ

આપણા દેશનુ આ મહાયુદ્ધમા શુ સ્થાન છે એ જાણવાની ઈચ્છા થાય પણ આ પુસ્તક પાસિફિકને ધ્યાનમા રાખીને જ લખાયુ છે, અને આપણો દેશ પાસિફિકથી દૂર છે તેથી એ સબધે કશુ લખ્યુ નથી

આ લખાણની શરૂઆતથી અત સુધી મારા સહકાર્યકર ભાઈશ્રી કાંતિલાલ જોષીએ વારવાર અમૂલ્ય મદદ આપી છે તેનો હું ઋણી છુ તેવી જ રીતે સાથેના બે નકશાઓ તૈયાર કરી આપવા બદલ હું ભાઈશ્રી પ્રવીણચદ્ર ફૂલચદ દોશીનો આભારી છુ

તા ૧૭-૩-૪૨<br>
વિદ્યાવિહાર<br>
આમાવાડી-અમદાવાદ

ભાસ્કરરાવ વિદ્વાંસ

## [ ૧ ] પાસિફિકનું મહત્વ

ગયા ડિસેમ્બર માસમાં જાપાને યુદ્ધ શરૂ કર્યું ત્યારથી બીજું વિશ્વયુદ્ધ રીતસરનું શરૂ થયું ગણાય. અને એમાં પણ એ યુદ્ધ આપણા બારણા પાસે આવીને ઊભું છે ત્યારે તો એની અગત્ય આપણા મનથી ઘણી વિશેષ ગણાય. અત્યાર સુધી યુદ્ધ યુરોપની ભૂમિ ઉપરજ ચાલતુ હતુ અને આપણે રણભૂમિની પ્રત્યક્ષ અસરોથી દૂર હતા. જાપાન યુદ્ધમાં ઊતરવાથી હવે આખી દુનિયાના બધા જ ભાગોમાં યુદ્ધ શરૂ થયું. અને પાસિફિક મહાસાગરની પશ્ચિમ બાજુ આ યુદ્ધથી પૂરેપૂરી રંગાઈ ગઈ.

આજ સુધી દુનિયાના રાજકારણનું કેન્દ્ર યુરોપ ગણાતુ અને યુરોપના રાષ્ટ્રો દુનિયાનાં અને તેમાં પણ ખાસ કરીને એશિયાના પાસિફિક કિનારાના દેશોનાં ભાગ્યનિર્માતા ગણાતાં હતાં. એથી યુરોપની ઉથલપાથલો તરફ વિશેષ લક્ષ રહેતુ, અને પાસિફિક તરફ કોઈનુ ઝાઝું લક્ષ જતુ નહિ. બીજું યુરોપીય યુદ્ધ શરૂ થયુ ત્યારે પણ દુનિયાનું મુખ્ય લક્ષ એ બાજુ જ હતુ. અને જાપાને શરૂઆતના થોડા જ દિવસોમાં અત્યંત મહત્વના વિજયો મેળવ્યા 'અને મુલકો

જીત્યા છતાં હજી પણ યુરોપ અને અમેરિકાના મુત્સદ્દીઓ અને રાજકારણી પુરુષોનાં મન આટલાંટિક અને યુરોપનું યુદ્ધ જીતવામાં જ પરોવાયેલાં છે, પાસિફિકના યુદ્ધને પ્રમાણમાં તેઓ ગૌણ ગણે છે. વાસ્તવિક રીતે પાસિફિકના પ્રશ્ન તરફ આજે જાય છે તે કરતાં વિશેષ ધ્યાન જવું જોઈતુ હતુ. કેટલાક માણસોનુ લક્ષ એ બાજુ દોરાયેલું ખરું, જેમકે વીસમી સદીની શરૂઆતમાં જ અમેરિકાના સેક્રેટરી ઓફ સ્ટેટ જૉન હેએ કહ્યું હતું કે—

"દુનિયાના વાવાઝોડાનુ કેન્દ્ર ચીન તરફ બદલાયું છે. આ મહાન સામ્રાજ્યને જે સાચી રીતે પિછાની શકશે તેના હાથમાં આવતી પાંચ સદીઓના રાજકારણની ચાવી રહેશે."

એ જ પ્રમાણે ઈ. સ. ૧૯૨૧માં દક્ષિણ અમેરિકાના મહાન મુત્સદ્દી જનરલ સ્મટ્સે શાહી કૉન્ફરંસમાં કહ્યું હતુ કે—

"આપણને હજી પણ યુરોપના પ્રશ્નોને પ્રથમ સ્થાન આપવાનો મોહ છે. પણ એ સ્થિતિ હવે રહી નથી. એ પ્રશ્નો હવે પ્રથમ પંક્તિના રહ્યા નથી...યુરોપમાંથી હવે કેન્દ્ર પાસિફિક તરફ બદલાયું છે. મારા અભિપ્રાય મુજબ પાસિફિકના પ્રશ્નો એ હવે પછીનાં પચાસ વરસ સુધી દુનિયાના પ્રશ્નો ગણાશે."

અમેરિકન લેખક હાર્લી મેક્નાયર પૂર્વના પ્રશ્ન સબંધેના પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે—

"...યુરોપ પોતાના પ્રશ્નોમા ગૂંચવાઈ ગયું છે, અને આજ સુધી દુનિયાના બનાવોના કેન્દ્ર તરીકે યુરોપને જ ગણવામાં આવ્યું છે, તથા અમેરિકન લોકો પણ વિચારમાં યુરોપને જ કેન્દ્ર સ્થાને રાખતા થયા છે. તેથી ઘણી જ ઓછી સંખ્યા પૂર્વમાં બનના બનાવો તરફ ધ્યાન આપે છે. આ સ્થિતિ જો નહિ અટકાવી શકાય તો ચીના લોકોની માફક પોતાની જ જાતને કેન્દ્રમાં રાખીને દુનિયા તરફ દુર્લક્ષ કરવાથી તેમની જે સ્થિતિ થઈ તેવી જ સ્થિતિ યુરોપ તથા

અમેરિકાની થવાનો પૂરો સંભવ છે પ્રો ગોવન કહે છે કે "અમેરિકન લોકો હવે સમજતા થયા છે કે આટલાંટિક એ તો પોતાના સગાવહાલા સાથે સંબંધ રાખવાનો પાછલો દરવાજો છે, જ્યારે પાસિફિક એ તો દુનિયા સાથે સંબંધ રાખવાનો મુખ્ય દરવાજો છે "

આજ સુધી તો યુરોપની પ્રજાઓએ પાસિફિકને પોતાની અન્દર અન્દર લગભગ વહેંચી લીધો હતો અને એ પ્રજાઓ જ કર્તાહર્તા હતી, તેથી એશિયાની પૂર્વ બાજુની પ્રજાઓની તતૂડી કોઈ સાભળતુ નહોતુ તેમનુ ભાવિ યુરોપના ભાગ્ય વિધાતાઓ જ નક્કી કરતા હતા પણ વીસમી સદીથી ધીમે ધીમે એશિયાના આ ભાગમા જાગૃતિ આવવા લાગી છે અને જાપાને પ્રથમ ૧૯૦૫મા રશિયાને પડકાર કર્યા પછી તો પાસિફિકની આજુબાજુના પાણી પૂરેપૂરા ખળભળી ઊઠયા છે હવે એ પ્રશાંત મહાસાગર રહ્યો નથી મહાસાગર તોફાને ચઢે નહિ અને ચઢે ત્યારે એ ઝટ શમે પણ નહિ જાપાનના આ યુદ્ધથી એક બાજુ અમેરિકા તથા બીજી બાજુ ગ્રેટબ્રિટનને જબરો ધક્કો લગાડયો છે અને હાલ તુરત માટે તો તેમની અજેય શક્તિનો એણે ભાગીને ભુક્કો કરી નાખ્યો છે. વળી આ ભાગની આજુબાજુ દુનિયાની લગભગ અર્ધી વસ્તી રહે છે તેમના ભાવિ પણ આ યુદ્ધની સાથે જ સંકળાયેલ છે એ રીતે અનેક મહાપ્રજાઓના અને મોટા સામ્રાજ્યોના ભાવિ આજે પાસિફિકમા નક્કી થવાના હોય એવુ જણાય છે

## [ ૨ ] ભૌગોલિક દર્શન

**પાસિફિકની** આજુબાજુ કયા કયા દેશો આવેલા છે એ સમજવું આ પ્રશ્ન સમજવા માટે આવશ્યક જણાય છે.

પાસિફિકના નકશા તરફ નજર કરશો તો પૂર્વ દિશાએ અમેરિકા ખંડ વિસ્તરેલો છે. અને પશ્ચિમે એશિયા તથા ઓસ્ટ્રેલિયા આવેલા છે. અને તેની વચ્ચે લગભગ અરધી પૃથ્વી આવરી લેતો મહાસાગર આવેલો છે.

પૂર્વે કેનેડા અને તેની દક્ષિણે યુનાઈટેડ સ્ટેટ્સ આવે છે. કેનેડા આજે બ્રિટિશ સામ્રાજ્યનું સંસ્થાન છે. હિંદ કરતાં તે બમણો મોટો દેશ છે. જંગલ, મછીમારી અને ખનિજસંપત્તિ ત્યાં પુષ્કળ છે. મુખ્ય ઊપજ ઘઉં છે. અને આવડા વિશાળ દેશમાં વસ્તી માત્ર ૧ કરોડ જેટલી જ છે. આ ભાગના વિકાસને હજી અવકાશ છે અને એ વિકાસ આજે થતો પણ જાય છે.

તેની દક્ષિણે આવેલ યુનાઈટેડ સ્ટેટ્સને તો કુદરતે અતિ સમૃદ્ધ બનાવેલ છે. હવાપાણી, ખનિજ, ખેતીની નીપજ બધી જ રીતે અપાર સંપત્તિ તેમાં આવેલી છે. ઉષ્ણકટિબંધની નીપજો બાદ કરતાં

કોઈ ચીજની આ દેશને ખોટ નથી. પરિણામે છેલ્લી સદીમાં અને તેમાં પણ માત્ર છેલ્લાં વીસ વરસમાં તો તેની સંપત્તિ અપાર વધી ગઈ છે, અને અતિસમૃદ્ધિને લીધે આજે દુનિયામાં અગ્રસ્થાને આવે છે. પાસિફિક તરફ આ દેશનું ધ્યાન ગયું છે અને તેમાં તે પોતાનું હિત સંકળાયેલું જુએ છે.

એ ખંડમાં તેની નીચે આવતા દેશો મેક્સિકો તથા દક્ષિણ અમેરિકાના દેશો રાજકીય દૃષ્ટિએ અતિ મહત્ત્વના હજી નથી. અને ભૌગોલિક રીતે એ યુનાઈટેડ સ્ટેટ્સની નજીક હોવાથી તેનો પ્રભાવ આ પ્રદેશો ઉપર વધારે છે અને હજી વધતો જાય છે. જો કે આ પ્રદેશોમાં વિકાસને હજી ઘણોજ અવકાશ રહેલો છે.

પાસિફિકની પશ્ચિમે નજર કરીએ તો ઘણા અગત્યના દેશો તથા સામ્રાજ્યના હિતસંબંધોની ગૂલગૂથણી નજરે પડશે.

સૌથી ઉત્તરમાં સાઈબીરિયા આવે છે. આ પ્રદેશ સોવિયેટને તાબે છે. આજસુધી અણખેડાયેલો પ્રદેશ રહ્યો છે ચીન કરતાં અર્ધો છે. પણ વસ્તી આશરે સવા કરોડ જેટલી છે. આ આખા પ્રદેશમાં અને ખાસ કરીને આમુર નદીના મુખના પ્રદેશમાં ઈમારતી લાકડું પુષ્કળ છે, ખેતી સારી થાય છે અને ખનિજ સંપત્તિ ઘણી છે વળી કિનારા પાસે મચ્છીમારીનો ધંધો પણ ધીકતો ચાલે છે. રશિયન લોકોને ખુલ્લું બંદર જોઈતું હતું અને તેથી તેમણે આગળ વધતાં વધતાં આ પ્રદેશ હસ્તગત કર્યો અને પાસિફિક ઉપરની સત્તામાં આજે તે સારો એવો રસ ધરાવે છે. કારણ તેનું વ્લાડીવોસ્ટોકનું પ્રખ્યાત બંદર આ બાજુ આવેલું છે

ત્યાંથી ખંડ ઉપર જ દક્ષિણ તરફ જતાં મંચુકુઓ અને ચીનનું મહારાજ્ય આવે છે. આ દેશ અતિ જૂની સંસ્કૃતિ ધરાવે છે, અને ખંડથી અમુક અંશે ભૌગોલિક રીતે જુદો તરી આવે છે. આ પ્રદેશમાં કાચો માલ, અનાજ, ખનિજ સંપત્તિ વગેરે અઢળક ભરેલાં

છે પણ આજ સુધીની રાજકીય અસ્થિરતાને કારણે તથા યુરોપિયન લોકોની લોલુપતાને કારણે આ પ્રદેશમા શાંતિ સ્થાપી શકાઈ નથી અને તેથી નવા જમાનાની પદ્ધતિએ જે વિકાસ થવો જોઈએ એ વિકાસ હજી આ દેશ સાધી શક્યો નથી પાસિફિકને કિનારે આવેલા કોઈ પણ દેશ કરતાં ચીનમા વધારે કોલસો છે વ્યવહાર માર્ગની સગવડ થતા આ કોલસો મહત્ત્વનો ભાગ ભજવશે લોખંડનો જથ્થો પણ ઘણો મોટો છે પોતાના દેશની ઉન્નતિ માટે પૂરતો છે વળી ચીનમા એન્ટીમની, ટંગસ્ટન, તાંબુ, કલાઈ વગેરે અગત્યની ધાતુઓ પણ પુષ્કળ પ્રમાણમા છે આ બધા ઉપરાંત આ દેશની વસ્તી ૪૫ કરોડ જેટલી છે જે બજાર તરીકે યુરોપિયન વેપારીઓને અથવા તેના જેવી જ બીજી વપારી પ્રજાઓને આકર્ષે છે

ચીનથી દક્ષિણે હીંદી ચીન, સિયામ, બ્રહ્મદેશ અને મલાયા આવે છે આ પ્રદેશ વળી એટનો જ મહત્ત્વનો છે બ્રહ્મદેશમા ઈમારતી લાકડ, ચોખા અને પેટ્રોલિયમ પુષ્કળ છે જ્યારે મલાયા તો લગભગ બધા દેશોને રબ્બર, અને કલાઈ પૂરુ પાડે છે

ખ. અહી પૂરો થાય છે અને એની જ સાથે ઇસ્ટ ઇંડીઝ ટાપુઓ આવે છે જેમા સુમાત્રા, જાવા, બોર્નિઓ, સેલિબીસ, ન્યૂગીની વગેરે મુખ્ય છે

આ ટાપુઓ મસાલા માટે પ્રખ્યાત હતા, અને યુરોપિયન વેપારીઓને પ્રથમ આકર્ષનાર આ ટાપુઓ જ હતા જાવામા આજે મુખ્ય પેદાશ ખાંડ છે અને લગભગ બધા જ ટાપુઓમા ચોખા, રબ્બર ખાંડ, ટોપરા થાય છે, અને તેની મોટી નિકાસ કરવામા આવે છે આમાનો મોટો ભાગ ડચ પ્રજાને તાબે છે થોડાએ-ટાપુઓ બ્રિટનને તાબે છે વળી આ ટાપુઓમા કલાઈ અને પેટ્રોલિયમ પણ પુષ્કળ નીકળે છે

આ ટાપુઓની ઉત્તરે ફિલીપાઈન ટાપુઓ આવે છે જેમા

લગભગ ૩૦૦૦ ટાપુઓ આવેલા છે આ અનેગિમને તાબે છે અને સોપરું, મેનસો, પેટ્રોલિયમ, કોપરુ, ચોખા, શણ, તમાકુ વગેરે અનેક મહત્ત્વની વસ્તુઓ એમા ભરેલી છે

વધાર દક્ષિણે જતા આસ્ટ્રેલિયા અને ન્યૂઝીલાંડના બ્રિટિશ સસ્થાનો આવે છે અહીં પ્રદેશના પ્રમાણમા વસ્તી ઘણી ઓછી છે આ દેશોમા ઊન, ઢોર મટન, માખણ પુષ્કળ થાય છે ઉપરાંત ઘઉં ઘણા થાય છે ઓસ્ટ્રેલિયામા સોનુ કોલસો, સીસુ, વગેરે ધાતુઓની ખાણો પણ આવેલી છે

ખડની પૂર્વે નજીક જ જાપાનના ટાપુઓ આવેલા છે જાપાનના આ ટાપુઓની હાર લગભગ સિંગાપુરને સમાંતર થોડે દૂર સુધી ચાલી આવે છે આ ટાપુઓમા દરેક પ્રકારની આબોહવા છે ક્ષમજીવનામા બહુ ઓછા દેશો એના કરતા ચડી જતા હશે આટલી નાની જગામા ૯ કરોડ જેટલી વસ્તી સમાયેલી છે આ ટાપુઓમા ધરતીકંપ તો વારવાર થયા કરે છે, અને કેટલાક જ્વાળામુખીઓ પણ છે એટલે આવી કુદરતી આફત સામે ટકી રહેવાનો એ લોકોનો સ્વભાવ જ થઈ ગયો છે મૃત્યુથી તેઓ ડરતા નથી એશિયામા સમૃદ્ધની સગવડ સગવડ ધરાવનો દેશ છે એટલે નાવિક દેશ બન્યો છે કુદરતી સમૃદ્ધિની દૃષ્ટિએ આ દેશ તવગર નથી પ્રજાની મહત્ત્વાકાંક્ષા ઘણી મોટી છે પણ તેને ગરીબ દેશ મળ્યો છે એટલે એ પોતાની ભૂખ સતોષવા આજે પોતાના દેશથી બહાર જવા મથી રહી છે અને આજે તો આખી દુનિયાને એણે પોતાની શક્તિથી ચકિત કરી મૂકી છે

પાસિફિકની વચ્ચે નાના નાના ટાપુઓની હાર આવેલી છે, જેમા મધ્યમા હવાઈ ટાપુઓ મુખ્ય છે તે યુનાઈટેડ સ્ટેટ્સને તાબે છે અને નૌકામથક માટે અતિ ઉપયોગી છે

આ તો પાસિફિક પ્રદેશની ભૌગોલિક તપાસ થઈ અને

પાસિફિકના પ્રશ્નો સમજવા માટે ભૂગોળનો આટલો સામાન્ય ખ્યાલ જરૂરી છે. આ તપાસ ઉપરથી જણાશે કે પાસિફિકની પશ્ચિમ બાજુ અતિ સમૃદ્ધ છે આજના જમાનાનો લગભગ બધો જ ઉપયોગી કાચો માલ આ ભાગમા થાય છે. વળી ગીચ વસ્તીવાળા પ્રદેશો પણ આ જ વિભાગમા આવેલા છે તે આદ્યોગિક પ્રજાઓને બજાર માટે અતિ મહત્ત્વના છે આ પ્રદેશો અણવિકસેલા હોવાથી મૂડીવાળા ઓને મૂડી રોકવા માટેનુ ઉત્તમ સ્થાન પણ અહી છે તેમ નવા જમાનાના ઔદ્યોગિક તથા યાંત્રિક યુગમા આ ભાગ પછાત રહેલ હોવાથી આ દેશો ઘણા લાંબા વખત સુધી પોતાનુ રક્ષણ કરવા માટે અસમર્થ હતા, એટલે યુરોપિયન પ્રજાઓ આ પ્રદેશમા પડાપડી કરતી હતી. એને લીધે આ ભાગમા મહાપ્રજાઓના અનેક પ્રકારના સઘર્ષણો ચાલુ હતા દરેક પ્રજા બીજી પ્રજાને કાઢીને પોતે જ આ ભાગમા રહેવા માગતી હતી. અને એમ કરતા એમાં સામાન્ય શત્રુને હઠાવવા અંદર અંદર સમાધાન કરી લેતી, તો વળી ફરી પાછી એની જ દુશ્મનાવટ પણ શરૂ થઈ જતી અંદર અંદરના આ ઝગડાઓમાથી જ આજના જાપાનનો ઉદય થયો

આજે પાસિફિકની મુખ્ય સત્તાઓ ગ્રેટબ્રિટન, યુનાઇટેડ સ્ટેટ્સ, સોવિયેટ, રશિયા, જાપાન, હોલાડ, અને ફ્રાસ છે આમા હીટલરની સાથેના યુદ્ધ પછી ફ્રેંચ મહારાજ્યનો હાલ તુરત માટે તો અંત આવી ગયો છે અને ડચ સામ્રાજ્ય પણ ખોખરુ થયેલું છે બાકી રહે છે માત્ર ચાર મોટા રાજ્યો પાસિફિકના પ્રશ્નો આ ચાર મહારાજ્યોના વર્ચસ્વ મેળવવાના કાવાદાવામા સમાઈ જાય છે

## [ ૩ ] સત્તાનું સંઘર્ષણ

(૧)

**આ**જે પાસિફિકનું રાજકારણ એ ત્યાંની મૂળ પ્રજાઓનું રાજકારણ નથી, પણ યુરોપની પ્રજાઓના રાજકારણનું એ ક્ષેત્ર બની ગયું છે. માત્ર હમણાં હમણાં તેમના આ વર્ચસ્વ સામે જાપાને માથું ઊંચક્યું છે અને આજે તેના સપાટા હવે યુરોપિયન પ્રજાઓને સહેવા પડે છે.

પૂર્વના પ્રદેશમાં આ યુરોપિયન પ્રજાઓ શા માટે આવી અને કેવી રીતે આવી એનો થોડો ખ્યાલ લઈ લેવો જરૂરી છે, જેથી આજે ત્યાં જે પ્રવાહો વહી રહ્યા છે એને સમજવામાં અનુકૂળતા થાય, તેમજ જાપાનની ઉન્નતિ પણ યુરોપની આ પ્રજાની અંદર અંદરની હરીફાઈને લીધે કેવી થઈ શકી એનો પણ ખ્યાલ આવી શકે.

પૂર્વના આ પ્રદેશોએ અનેક વરસોથી યુરોપની વેપારી પ્રજાને આકર્ષી હતી. અને તેને જ અંગે તેઓએ નવા નવા જળમાર્ગો શોધ્યા, અને તેઓ આખી પૃથ્વી ખૂંદી વળ્યા એ પણ જગજાહેર છે. પૂર્વના મસાલા, તેની કીમતી મલમલ, રેશમ અને એવી જ

બીજી અનેક ચીજોનો વેપાર એ નફાનો વેપાર હતો. આ વેપારની શરૂઆત તો પોર્ચુગીઝ લોકોએ કરી પણ ત્યાર પછી ડચ લોકો, અંગ્રેજો અને ફ્રેંચ વચ્ચે હરીફાઈ ચાલી અને ઓગણીસમી સદીની શરૂઆતમાં ફ્રેંચ લોકોને હરાવ્યા પછી ઇંગ્લાંડની પ્રજાના હાથમાં આ વેપાર આવ્યો. એટલે ચીન અને તેના દેશોનાં દ્વાર યુરોપિયનોને માટે ખુલ્લાં મૂકવાનું કાર્ય અંગ્રેજો કરી શકયા. રશિયાએ પોતાનું સામ્રાજ્ય ઉત્તરમાં ફેલાવવા માંડયું હતુ ખરું, પણ એ હજી ઉત્તર દિશામા જ પાસિફિક તરફ આગળ વધતુ હતુ, અને દક્ષિણ સુધી પહોચતાં તેને વાર લાગે એમ હતું. ફ્રેંચ લોકોની સત્તા નેપોલિયનના વખતમાં વધી ગઈ હતી, પણ ૧૮૧૫ માં નેપોલિયનની હાર પછી ફ્રેંચ લોકોની સૈનિક શકિતનો પૂર્વના પ્રદેશો માટે લગભગ અંત આવી ગયો હતો. હિંદમાં આવેલ પોંદીશરી એ એનું છેલ્લું મહત્ત્વનું મથક હતું અને ત્યાંથી એ ચીન સુધી પહોંચી શકે એમ નહોતું. અમેરિકા પાસિફિકને પૂર્વને છેડે ધીમે ધીમે બળવાન થવા લાગ્યુ હતુ, પરંતુ ૧૮૫૦ સુધી તો તે પણ પાસિફિકના પશ્ચિમ છેડા સુધી પહોંચી શકે એટલી સ્થિતિએ આવી શકયું નહોતું. માત્ર ઈંગ્લાંડ જ આ કામ કરી શકે એમ હતુ. હિંદુસ્તાનમાં તેણે લગભગ પોતાનુ રાજ્ય જમાવી દીધું હતુ અને હિંદી મહાસાગર ઉપર તેની જ આણ ફરતી હતી.

ઈ. સ. ૧૮૧૯માં ઇસ્ટ ઇંડિયા કંપનીએ સિંગાપુર લીધુ ત્યારથી પાસિફિકમાં આગળ વધવાની મહત્ત્વાકાંક્ષા જન્મી. અને તે વખતે સિંગાપુરનું મહત્ત્વ તેમને સમજાયું. સિંગાપુર કબજે કરવા જનાર રેફલ્સ જેને બીજા કલાઇવનું ઉપનામ પણ કેટલાક આપે છે તે સિંગાપુર સંબંધે લખે છેઃ—

"પશ્ચિમમાં જે સ્થાન માલ્ટાનું છે, તે સ્થાન પૂર્વમાં સિંગાપુરનું થવા સંભવ છે. આ સ્થળ જેના હાથમાં હોય તે ચીન અને જાપાન ઉપર પણ કાબૂ રાખી શકે તેમ છે, અને સયામ અને કંબોડિયા તો

તેની કક્ષામા આવી જ જાય છે પછી તેની નજીક આવેલા ટાપુઓ (મનાસાનો દ્વીપક૫ તથા જાવા—સુમાત્રા વગેરે ડચ ઇસ્ટ ઈંડીઝ ટાપુઓ)ની તો વાત જ શી કરવી ?'

એમ વાર સિંગાપુરને નાકે ચૂસ્તો કાબૂ જામી ગયા પછી અને બંગાળાનો ઉપસાગર બર્મા સાથેના યુદ્ધો પછી મેળવી લીધા બાદ સ્વાભાવિક રીતે જ વેપારીઓની નજર ચીન:ઉપર પડી

( ૨ )

આ કાળે ચીનનું સામ્રાજ્ય ઘણુ વિશાળ હતુ ઠેઠ બર્મા પણ તેમના હાથ નીચે ગણાતુ વસ્તી પણ વધુ મોટી હતી આવા મોટા દેશ સાથે વેપાર કરવા માટે અને તેને માટે અનુકૂળ સ્થળો મેળવવા ખાતર ઇસ્ટ ઈંડિયા કંપનીની ખટપટ ચાલુ જ હતી વેપાર તો ચીન સાથે ચાલતો પણ હતો, પરંતુ બીજા દેશના લોકો યુરોપનો માલ જેટલી સહેલાઈથી લેતા હતા એટલી સહેલાઈથી ચીના લોકો લેતા નહોતા ભૌગોલિક દૃષ્ટિએ ચીન બીજા ભાગોથી અલગ પડી ગયેલો છે, તે આત્મસંતુષ્ટ છે, એટલે ઈસ્ટ ઈંડિયા કંપની જે વેપાર આ પ્રદેશ સાથે કરતી હતી તે વેપાર ખોટનો થવા લાગ્યો હતો ચીની વસ્તુઓની માગણી તો પરદેશોમા વધુ હતી પણ અંગ્રેજો ચીનમા લાવતા તે ચીજોની માગણી ચીનમા ઝાઝી ન હોવાથી ચીનમાથી ખરીદવાની વસ્તુઓ માટે કંપનીને ચાંદી ખરીદવી પડતી અને એમ વેપાર ચલાવવો પડતો

• આ મુશ્કેલીમાથી મુક્ત થવા માટે કંપની વિચાર ચલાવતી હતી અને આખરે હિંદુસ્તાનનુ અફીણ ચીનમા વેચવાનુ તેમણે ઠરાવ્યુ ચીનના સમ્રાટે આ અફીણની સામે પ્રતિબંધ મૂક્યો કારણ કે પોતાની પ્રજાના સ્વાસ્થ્યની ચિંતા તેને હોય એ સ્વાભાવિક હતુ પણ વેપારીઓને પ્રજાનુ ભલુબૂરુ જોવા કરતા પોતાના નફાની ચિંતા વધારે હોય છે તેથી તેમણે આ અફીણ ચીનાઓને હરકોઈ ઉપાયે ખવરાવવાનુ ઠરાવ્યુ પરિણામે ચીન સાથે ઝગડો થયો

ઈસ્ટ ઇંડિયા કંપની અને ચીન વચ્ચે ૧૮૪૦માં યુદ્ધ થયું અને આખરે ૧૮૪૨માં સંધિ થઈ, તેમાં ચીનના પાંચ બંદરો બધી પ્રજાઓના વેપાર માટે ખુલ્લા મૂકવા પડ્યા કૅંટન શહેર આમાં આવી જાય છે હૉંગકૉંગનો ટાપુ પણ પછી તો અંગ્રેજોના હાથમાં આવ્યો, અને ચીનની છાતી ઉપર હૉંગકૉંગમાં અંગ્રેજોએ થાણું નાખ્યું આ શરૂઆતની જીતોમાં ઇંગ્લાંડ અને ફ્રાંસ બન્નેને લાભ મળ્યા હતા

( ૩ )

ઈ સ ૧૮૫૦ પછી અમેરિકાની નજર પણ પાસિફિક વીંધીને પશ્ચિમે આવેલા આ પ્રદેશ ઉપર પડી અંગ્રેજોને સિંગાપુરથી આવતાં જાપાન દૂર પડે, પણ અમેરિકાને પાસિફિકમાંથી નધારે નજીક પડે કારણ વચ્ચે બીજા કોઈ મુલકો આવતા નહોતા વળી ઉત્તર પાસિફિકમાં કે ના ત્રીસ વરસથી અમેરિકનો વ્હેઇલ અને બીજી મચ્છીઓ પકડવાનો ધંધો કરતા જ હતા આ ભાગમાં અલાસ્કાની પાસેથી ઍલ્યુશિયન ટાપુઓ શરૂ થાય છે અને આને અંગે પણ અમેરિકનો જાપાન પાસે અમુક સગવડો માગતા હતા, પણ જાપાનીઓ ધ્યાન આપતા નહોતા અને અમેરિકાએ પણ શરૂઆતમાં દરકાર કરી નહિ પણ પાસિફિકથી શાંગહાઈ સુધી અવરજવર શરૂ થયા પછી તો જાપાન સાવ રસ્તામાં આવતું હતું આવા રસ્તામાં આવતા દેશના બારણાં પરદેશી વેપારીઓ માટે બંધ રહે તે કેમ ચાલે ? જાપાનના બારણાં ઉઘડાવવાનું કાર્ય આખરે અમેરિકાએ કર્યું

ઈ સ ૧૮૫૩માં યુનાઇટેડ સ્ટેટ્સનો કમાંડર પેરી ચાર વહાણો લઈને જાપાનને કિનારે આવ્યો અને તેણે વેપાર કરવા માટે ચીનની માફક જ બંદરો ખુલ્લા મૂકવાની માગણી કરી જાપાન માટે આ અનુભવ પ્રથમ જ હતો જાપાનમાં આ વખતે શોગુનોની સત્તા ચાલતી હતી અને બાદશાહ તો રમકડા જેવો જ હતો જેમ તેમ કરીને આ વખતે તો પેરીને પાછો મોકલ્યો પણ બીજે વરસે નવ વહાણો લઈને

પેરી હાજર થયો જાપાન નવા જમાનાના આ નવ ગી મને આમે ટકી નહિ શકાય એ સમજી ગયુ અને ચીનની માફક જ તેણે પણ પરદેશીઓ માટે પોતાના બારણા ખુલ્લા મૂક્યા

આ પહેલા જાપાન અને ચીન પોતાનીજ જાતને શ્રેષ્ઠ માનતા હતા, અને બીજુ કોઈ પોતાનાથી મોટુ કે બળવાન હોય એમ તેઓ કલ્પી શકતા ન હતા તેઓ દુનિયામા બનતા બનાવો પ્રત્યે બેદરકાર રહ્યા હતા પરિણામે પરદેશીઓને હાથે તેમણે આ થાપટો ખાધી અને તેમને જોઈતી વસ્તુઓ નીચી મૂડીએ ધરી દીધી. ત્યાર પછી આજ સુધીનો ઇતિહાસ જોતા જણાશે કે ચીન પરદેશી આક્રમણોથી દબાતુ જ ગયુ જ્યારે જાપાન દબાવાને બદલે જમાનો પારખીને આગળ આવ્યુ અને આજે તેને આખી દુનિયાને પડકારતુ ઊભેલુ આપણે જોઈએ છીએ ચીન દેશ જાપાન કરતા ઘણો મોટો છે, તેની કુદરતી સમૃદ્ધિ જાપાન કરતા અનેક ગણી છે, તેમ છતા ચીન આગળ ન આવી શક્યુ અને જાપાન આગળ આવી શક્યુ એ કેમ બન્યુ ?

ચીનની સમાજવ્યવસ્થા જુદા પ્રકારની છે ત્યા નવકરી વર્ગને ઝાઝુ મહત્ત્વ નથી મળતુ રાજ્યકારભારમાં અને મોટી પદવીઓ ઉપર ભણેલા લોકોને મૂકવાનો રિવાજ હતો તેને માટે પરીક્ષાઓ લેવાતી અને આ ભણેલો વર્ગ નાનો હતો રાજકારભારની મોટી પદવીઓ પોતાના હાથમાથી જતી ન રહે એ એને જોવાનુ રહેતુ આથી તેઓની દૃષ્ટિ સકુચિત બની ગઈ હતી આ સ્થિતિચુસ્તતાને લીધે ચીના લોકો નવો યુગ ઓળખી શક્યા નહિ અને નવી વસ્તુઓ ગ્રહણ કરી ન શક્યા જ્યારે અફીણ માટેના યુદ્ધોમા ચીનને વારવાર હાર ખાવી પડી ત્યારે ચીનના બાદશાહે આનુ કારણ બરાબર પારખી લીધુ અને કિનારા ઉપર આવેલા પોતાના ચેકિયાગ પ્રાતના ગવર્નરને સૂચના લખી મોકલી કે આપણે યુરોપિયનોના જેવા નવી જાતના વહાણો બાધવા જોઈએ આ નવી જાતના વહાણોનાળ આપણને

આવીને હરાવી જાય છે, અને તેની સામે આપણાં જૂની ઢબનાં વહાણો કામ આપી શકતાં નથી તેથી આપણી હાર થાય છે. આના જવાબમાં ત્યાંના ગવર્નરે દલીલ કરી કે, નવી જાતનાં વહાણો બાંધવા યોગ્ય લાકડું આપણે ત્યાં નથી. આપણે જો ઉતાવળે યુરોપિયન લૂંટારાનું અનુકરણ કરીશું તો એ વહાણો મજબૂત નહિ હોય; વળી તે કેમ વાપરવાં તેના જાણકાર કુશળ માણસો પણ આપણે ત્યાં નહિ મળે. અને ગવર્નરની આ દલીલ આખરે સ્વીકારાઈ.

આ સંકુચિતતા અને સ્થિતિચુસ્તતાનું પરિણામ જે આવવું ઘટે તે જ આવ્યું. નવા જમાનાના વેગવાન પ્રવાહ સામે તે ટકી શક્યું નહિ, અને તેની દીવાલો ખોખરી થઈ ગઈ.

જાપાનમાં એનાથી જુદી સ્થિતિ હતી. ત્યાં વિદ્વાનો કરતાં ક્ષત્રિય-વર્ગનું જોર સમાજમાં ઘણું મોટું હતું. રાજકારભારમાં પણ આ વર્ગ જ આગળ હતો, અને તેમને મળેલી આ મહત્તામાં તેમના જ્ઞાન કરતાં તેમનો જન્મ વધારે ભાગ ભજવતો હોવાથી તેમને પોતાની પ્રતિષ્ઠાની હાનિનો ભય નહોતો. નવી રીત શીખતાં તેમને નુકસાન નહોતું. વળી જાપાન ઉપર કદી આવી સવારી થઈ નહોતી. તેથી પેરીની આ સવારી અને ધમકીથી જાપાનીઓમાં રાષ્ટ્રીયતા જાગૃત થઈ. તેમનું સ્વમાન ઘવાયું. પરિણામ એ આવ્યું કે ત્યાં આ નવી આફત સામે થવા માટે ઝુંબેશ ઉઠાવવામાં આવી. ૧૮૬૮માં ફરી બાદશાહના હાથમાં બધી સત્તા સોંપવામાં આવી. આખા દેશને એક બનાવવામાં આવ્યો અને ફરી કદી કોઈ પરદેશીને હાથે માનહાનિ સહન કરવી ન પડે એવા પ્રયત્નો શરૂ કરવામાં આવ્યા. આમ ૧૮૬૮માં જાપાનનો નવો અવતાર શરૂ થયો.

જાપાની પ્રજાએ હવે યુરોપિયનોને તેમની પોતાની ભાષામાં જ જવાબ આપવાનો નિશ્ચય કર્યો તેઓએ પોતાના દેશના યુવાનોને યુરોપ અમેરિકામાં નવી વિદ્યા શીખવા મોકલ્યા. અનેક મુસીબતો

વેઠીને તેઓ આ બધું જાણી આવ્યા, અને પછી પોતાના દેશમાં એ બધી વસ્તુઓને દાખલ કરવા માંડી. આર્થિક ક્ષેત્રમાં નવા જમાનાનાં કારખાનાંઓની શરૂઆત કરી, અને લશ્કરી ક્ળામાં પણ નવા જમાનાનાં શસ્ત્રાસ્ત્રો વાપરવાની કળા તેઓ શીખ્યા, તેનું અનુકરણ કર્યું; પરદેશીઓની મદદ મળે ત્યાં લીધી, ન મળી ત્યાં કુનેહથી એ બધી બાબતો જાણી લીધી; આખરે કોઈપણ યુરોપિયન દેશની હરોળમાં રહી શકે એટલી પ્રવીણતા આજે તેમણે મેળવી લીધી છે. પાસિફિકના રાજકરણમાં આ રીતે એક નવી સત્તાનો ઉમેરો થયો, અને ૧૯૦૫ માં રશિયાને જ્યારે તેણે હરાવ્યુ ત્યારે બીજાં રાષ્ટ્રોએ પણ તેની સત્તાને સ્વીકારી.

( ૪ )

જાપાન ઉપરાંત બીજી ત્રણ સત્તાઓ પણ આ ભાગમાં પ્રવેશ પામીને પોતપોતાની નીતિ અનુસરવા માગતી હતી-ઇંગ્લાંડ, રશિયા અને ફ્રાંસ. અમેરિકાએ ઝાઝો પેસારો કર્યો નહોતો આ બધી પ્રજાઓમાંથી કોઈ વેપાર માટેની અનુકૂળતા માગતું હતું, કોઈ પોતાની મૂડી રોકવા માટે અનામત ક્ષેત્રો રાખવા માગતું હતું; કોઈ અમુક ભાગમાં પોતાની જ પ્રજાને ખાસ વિશિષ્ટ હક્કો મળે એમ ઇચ્છતું હતુ- આ બધી છૂટછાટો માત્ર ચીનના મહારાજ્ય પાસેથી મેળવવાની હતી.

ઇંગ્લાંડની નીતિ આ બાબતમાં મુક્ત વેપારની હતી. આ નીતિનો અર્થ એ હતો કે દરેક દેશના માલને દેશમાં છૂટથી આવવા દેવો, અને બધાં જ રાજ્યોને એ બાબતમાં સરખી અનુકૂળતાઓ આપવી. આમ કરવામાં ઇંગ્લાંડને કશું જ નુકસાન નહોતું, કારણ કે ઔદ્યોગિક ક્રાંતિમાં એ દેશ આગળ હોવાથી બીજો કોઈ દેશ ઇંગ્લાંડ કરતાં વધારે સારો અને સસ્તો માલ આપી શકે એમ નહોતું. આથી તેને કોઈની હરીફાઈનો ડર નહોતો. લાભ હોય તો એ એટલો કે આ નીતિની જાહેરાતને લીધે ચીન બીજા કોઈ એક દેશને વધારે પડતી છૂટછાટો

આપી ન શકે. અને એ કદાચ આપે તો એનો વિરોધ કરવામાં બાકીનાં બીજાં રાષ્ટ્રોનો તેને નૈતિક સહકાર મળે. વળી હોંગકોંગમાં તેણે અત્યાર અગાઉ લશ્કરી થાણું જમાવી દીધું હતું, અને બીજી કોઈ પ્રજાનું એવું થાણું નહોતું એટલે ચીનમાં બીજી કોઈ શક્તિને એ ફાવવા દે એમ પણ નહોતું. આથી બીજી કોઈ પ્રજાને વિશિષ્ટ હક્કો કે કોઈ પ્રજા માટેનાં ખાસ પ્રભાવક્ષેત્રો આ પ્રદેશમાં ન મળવા દેવાં અને બધી જ પ્રજાઓને સરખી રીતે વેપાર માટેની સગવડો આપવી એ બ્રિટનની આ કાળની નીતિ હતી.

પૂર્વના આ વેપારમાં ઇંગ્લાંડના બે હરીફો હતા—ઉત્તર તરફથી રશિયા ચીનમાં ઊતરવા માગતું હતું અને દક્ષિણ તરફ ફ્રાંસ પણ પોતાના પગ પહોળા કરવા માગતું હતું.

રશિયા ઉત્તરમાં આગળ વધતાં વધતાં આમુર નદી સુધી પહોંચ્યું હતું, પણ આ નદી અને તેનું મુખ એ બધો ભાગ તે હાથ કરી શક્યું નહોતું. આ નદી ચીનના વેપાર માટે એટલી અગત્યની પણ તેમને ન લાગી. ચીનનો વેપાર મોંગોલિયામાં થઈને જમીન માર્ગે જ ચાલતો હતો. પરંતુ યુરોપમાં ક્રીમિયન યુદ્ધ વખતે રશિયા હાર્યું, અને તેની પ્રતિષ્ઠાને ધક્કો લાગ્યો. આનું વળતર કોઈક જગાએ વાળવું જોઈએ, અને તે દૂર પૂર્વમાં જો વિજય મેળવી શકે તો બની શકે. અને તો તે પ્રજાને કંઈક વિજયો અને પ્રાપ્ત મુલકો પણ બતાવી શકે. આ યુદ્ધ વખતે ઈંગ્લાંડ વગેરે મિત્રરાજ્યો રશિયાના કામશ્ચાટકા દ્વીપકલ્પ ઉપર પાસિફિકમાં હુમલો લઈ આવે એવી પણ બીક લાગી.

આ બન્ને કારણોને લીધે આખરે ૧૮૫૪ માં રશિયાએ આમુર નદીમાં પ્રવેશ કરીને આ આખો ભાગ કબજે કરી લીધો.-આમ થતાં રશિયા પણ પાસિફિકના કિનારા સુધી આવી પહોંચ્યું. પાસિફિક ઉપર વ્લાડીવોસ્ટોક બંદર હાથ કર્યું. ત્યાં સુધી પહોંચવા માટેના રેલવે માર્ગની વિચારણા થવા લાગી, અને એમ આ બાજુના ભાગમાં રશિયાનાં હિતો વધવા લાગ્યાં.

દક્ષિણમાં ફ્રાંસ ધીમે ધીમે આગળ વધતું હતું. તેણે શરૂઆતમાં હિંદી ચીનમાં આવેલ અનામમાંથી શરૂઆત કરી. ક્રીમિયાના યુદ્ધ વખતે ફ્રાંસની મદદ ઈંગ્લાંડે લીધી હતી, તેથી હવે એ મદદના બદલામાં પૂર્વના દેશોમાં ફ્રાંસને પેસવા દેવા ઇંગ્લાંડ તૈયાર થયું. એટલી ઉદારતા તેણે બતાવવી જોઈએ અને તે બતાવી. ચીનની સાથે અથડામણ થયા પછી આખરે ચીન હાર્યું અને અનામ, કોચીનચીન કંબોડિયા, ટોંગકીન વગેરે રાજ્યો ફ્રાંસે જીતી લીધાં અને તેનો આજનો હિંદીચીન દેશ બન્યો.

ચીન અને હિંદુસ્તાન વચ્ચે ત્રણ રાજ્યો હતાં, બર્મા, સયામ અને હિંદચીન. આમાં અંગ્રેજોએ બર્માને જીતી લીધું અને ફ્રાંસે હિંદી ચીનને દબાવ્યું. વચ્ચે સયામ સ્વતંત્ર રહી ગયું. અલબત્ત આ સયામને આજુબાજુનાં બે મહારાજ્યોની દયા ઉપર જ નભવાનું હતું. અને બન્ને રાજ્યો સયામને પોતાની સરહદોની વચ્ચે બફર તરીકે સાચવી રાખવા તૈયાર થયાં હતાં. આમ સયામ બચી ગયું. તે ૧૯૪૧ સુધી પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ટકાવી શક્યું.

૧૮૯૪ થી ૧૯૦૫ સુધીના કાળમાં પૂર્વની નીતિમાં ફેરફારો થયા.

૧૮૫૪ માં યુનાઈટેડ સ્ટેટ્સે જાપાનનાં દ્વાર ખોલ્યા પછી વિશેષ કશો મહત્ત્વનો ભાગ તેણે ભજવ્યો નહોતો, પણ સ્પેન સાથેનાં યુદ્ધો પછી અમેરિકાએ પાસિફિકમાંના ફિલીપાઈન્સ ટાપુઓનો કબજો લીધો અને પછી એ મળેલા ટાપુઓ એણે ટકાવી રાખવાનું ઠરાવ્યું. પાસિફિકમાં હવે તેનાં હિતો વધ્યાં. આ યુદ્ધનો લાભ લઈને જર્મની પણ ફિલીપાઈન્સનો કબજો લેવા માંગતુ હતું, પણ એ વખતે જર્મની પૂર્વમાં આવું મહત્ત્વનું મથક જમાવે તે બ્રિટનના લાભમાં નહોતું, તેથી તેણે પોતાના કાફલાને એવી ખૂબીથી બન્ને કાફલાઓની વચ્ચે ગોઠવ્યો કે જર્મનીની બાજી ફાવી નહિ અને અમેરિકાના હાથમાં આ ટાપુઓ રહ્યા. ત્યાર પછી આ દૂર મેળવેલા ટાપુઓનું

રક્ષણ કરવા માટે અમેરિકાને પણ બ્રિટિશ લોકોની મદદની જરૂર હતી અને તેથી આ બન્ને દેશો વચ્ચેની નીતિ લગભગ એક જ જાતની રહી

આમ લગભગ ઓગણીસમી સદીના અંત સુધી પાસિફિકના આ પશ્ચિમ ભાગમા ગ્રેટબ્રિટનની સત્તા સર્વોપરિ સત્તા હતી સિંગાપુર અને હોંગકોંગ એ બે થાણા આ સત્તા સાચવી રાખતા હતા અને શાંગહાઈની આંતરરાષ્ટ્રીય વસાહતનો કાબૂ પણ બ્રિટનના જ હાથમા હતો ચીનની આયાતનો અર્ધો ભાગ એકલા ઇંગ્લાંડમાથી આવતો હતો વળી મૂડી, બેંકો, રેલ્વે વગેરે ઘણી બાબતો પણ બ્રિટનના જ હાથમા હતી વીસમી સદીની શરૂઆતથી બ્રિટનની સામે હરીફો પેદા થયા રશિયા, અમેરિકા અને જર્મનીની મહત્ત્વાકાંક્ષાઓ વધવા લાગી અમેરિકાના અમલદાર જૉન હેએ પણ ચીનમા મુક્તદ્વારની માગણી કરી અને તે બધી પ્રજાઓએ કબૂલ પણ રાખી અને પછી તો ઉપર ગણાવેલી બધી જ પ્રજાઓ ચીન પાસેથી અનેક પ્રકારના અધિકારો મેળવવા માટે પ્રયત્નો કરવા લાગી હક્કોનુ સંરક્ષણ કરવા માટે સમુદ્ર કિનારે નૌકામથકોની પણ તૈયારીઓ કરવા લાગી તેમ જ આ બધી જ પ્રજાઓની હરીફાઈમા બધાનો વેપાર સરખો ન જ ચાલે એટલે દરેક પ્રજા ચીનના જુદા જુદા ભાગોમા ખાસ હક્કો મેળવવા માટે પડાપડી કરવા લાગી એ રીતે ચીનમા નવા પ્રભાવક્ષેત્રો (spheres of influence) ઊભા થવા લાગ્યા

હવે ઇંગ્લાંડને પોતાના વેપાર વિશે ડર લાગવા લાગ્યો તેની વેપારની સર્વોપરિતાને અડચણ આવવા લાગી જો દરેક પ્રજા પ્રભાવક્ષેત્રો નક્કી કરે તો તેની મૂડીના રોકાણને જબરો ધક્કો પહોચવાનો ડર હતો યુરોપમા પણ આ વખતે જર્મનીની હરીફાઈ વધવા લાગી હતી અને ઇંગ્લાંડના ઉદ્યોગો એટલી હદે વધી ગયા હતા કે હવે તે માલ ઉપરાંત પૂર્વના પછાત પ્રદેશોમા પોતાની મૂડી પણ રોકવા માગતું હતુ

આથી તેણે પોતાના વેપારને અંગે બે જાતની નીતિ ઠરાવી વેપાર માટે મુક્તદ્વારની નીતિ, અને મૂડીના રોકાણ માટે પ્રભાવક્ષેત્રો. ડયુક ઑફ ડેવનશાયરે ૧૮૯૮ માં ઈંગ્લાંડની નીતિ સબંધમાં ભાષણ આપતાં જણાવ્યું, "સાધારણ વેપારને લાગેવળગે છે ત્યાં સુધી તો બધી જ પ્રજાઓને સરખા લાભો અને અનુકૂળતાઓ મળવી જોઈએ એ સિદ્ધાંતને આપણે વળગી રહેવા માગીએ છીએ આ સિદ્ધાંતને આપણે વળગી રહેવા માગીએ છીએ પરંતુ સાહસ માટે અને મૂડીના રોકાણ માટે તો આ જાતની મુક્તદ્વારની નીતિનું અનુસરણ અશક્ય છે કારણ કે એક જ પ્રદેશમાં આ બાબતમાં જુદી જુદી વ્યક્તિઓને સગવડો મળે એ અસંભવિત છે"

આ બધામાં જર્મની અને રશિયા બેનો ડર ઇંગ્લાંડને વધારે હતો રશિયા ઉત્તરમાંથી ધીમે ધીમે દક્ષિણ મંચૂરિયામાં ઊતરવા માગતું હતું અને ત્યાં તેને પોતાનું પ્રભાવક્ષેત્ર તૈયાર કરવું હતું જો મંચૂરિયામાં રશિયાનો પ્રભાવ જામે તો ઈંગ્લાંડના વેપારને જેટલો ડર હતો તે કરતાં વિશેષ ડર તો મંચૂરિયામાંથી ચીનના પાટનગર ઉપર રશિયા સહેલાઈથી કાબૂ મેળવી લે એ હતો એમ બને તો ચીનમાંના ઇંગ્લાંડના હિતોને જબરો ફટકો રશિયા લગાવી શકે અમેરિકન મંત્રી હેએ જ્યારે મુક્તદ્વારની નીતિ સ્વીકારવા માટે બધા રાજ્યો ઉપર પરિપત્ર મોકલ્યો ત્યારે રશિયાએ એ નીતિ સ્વીકારવાની પણ સાફ ના પાડી તેને મુક્તદ્વારમાં લાભ ન હોતો તે ઉદ્યોગોમાં પછાત હતો તેને તો વેપાર માટે બીનહરીફ ક્ષેત્ર જોઈતું હતું આથી હવે રશિયાને ઉત્તરમાં અટકાવી રાખવાનો પ્રશ્ન મહત્ત્વનો બન્યો વળી ચીનમાં બૉક્સરની ચળવળ વખતે રશિયાએ મંચૂરિયામાં પોતાનું થાણું જમાવી લીધું

ઇંગ્લાંડની આજ સુધીની સ્થિતિ એવી હતી કે પોતાના પાસિફિકના નૌકા કાફલાથી એ રશિયાને આમ કરતું અટકાવી શકે પણ દરમ્યાન જર્મનીએ ૧૯૦૦ માં મોટો કાફલો બાંધવાની જે ઘોષણા કરી તેને

પરિણામે ઇંગ્લાડને ઉત્તર સમુદ્રમા યુરોપમા જ નૌકા કાફ્લો ગોઠી રાખવો પડ્યો. આથી રશિયાને અટકાવી રાખવાનુ કામ કોઈ મિત્રની મદદ વગર બને એમ નહોતુ પ્રથમ જર્મનીનો આ મૈત્રી માટે દાણો દાબી જોયો, પણ કૈઝર ઇંગ્લાડને મદદ કરવા જરા પણ તૈયાર ન થયો. તેણે ચેમ્બરલેનને જણાવ્યુ કે, " રશિયાને એશિયામા આગળ વધતુ અટકાવવા હુ તૈયાર નથી કારણ કે જેમ એ એશિયામાં વધારે ઊંડુ ઊતરશે તેમ એ યુરોપમા શાંત રહેશે...ઇંગ્લાડના લોકો પોતાનાં હિતોનુ રક્ષણ કરવા માટે કોઈ ખડખ્થ સૈન્ય લડે એમ ઇચ્છે છે, પણ હુ એ રીતે ઇંગ્લાડના હિતો જાળવવા લડાઈ કરવા તૈયાર નથી. "

આથી આખરે ઇંગ્લાડે જાપાન તરફ નજર દોડાવી આજ સુધી જાપાનની કશી ગણતરી નહોતી તેનામા કશી શક્તિ નથી એમ જ મનાતુ પણ જાપાની લોકો નિષ્ઠાપૂર્વક પોતાની પ્રગતિ સાધી રહ્યા હતા અને એમના કાર્યમા ગ્રેટબ્રિટને એમને ઘણી મદદ કરી હતી જાપાનનો નૌકા કાફ્લો ઇગ્લાડે સાધી દીધો હતો, તે કાફ્લાને રીતસર તૈયાર કરી આપ્યો હતો, અને નાવિકોને તાલીમ પણ તેણે જ આપી હતી આ બાબતમા જાપાન તો બ્રિટનનુ શિષ્ય હતુ વળી જાપાનને રશિયા તરફ અણવિશ્વાસ તો હતો જ જાપાનની ઉત્તરે આવેલા સખાલિન ટાપુઓ મચ્છીમારી માટે અતિ મહત્ત્વના હતા પણ એના ઉપર રશિયા સત્તા જમાવી બેઠુ હતુ અને જાપાનને ત્યા કોઈ સગવડો આપવા માગતુ નહોતુ

આખરે ૧૯૦૨ મા એંગ્લો-જાપાનીઝ કરારો થયા જેમા ઠરાવવામા આવ્યુ કે " (૧) પૂર્વની જે સ્થિતિ આજે છે તે જ ટકાવી રાખવી, (૨) ચીન અને કોરિયાની અખડતા જાળવી રાખવી અને (૩) એ દેશોમા બધા રાષ્ટ્રોને વેપારની સ્વતત્રતા આપવી આ સધિ પછી તરત જ પ્રખ્યાત રુસો-જાપાનીઝ યુદ્ધ થયુ અને રશિયા હાર્યું જાપાન પ્રથમ પક્તિમા આવીને ઊભુ રહ્યુ રશિયા દક્ષિણમા આગળ વધતુ અટક્યુ માત્ર જાપાન મચૂરિયામા પ્રવેશી ન શક્યુ કારણ જેમ

મંચૂરિયામાં રશિયા થાણું ન નાખે એવી બ્રિટનની ઈચ્છા હતી તેમજ જાપાન થાણું ન નાખે એ પણ ઈચ્છા હતી જ. જાપાન ઈગ્લાંડની ઈચ્છા વિરુધ જઈ શકે એટલી તેની તાકાત નહોતી. તેને માત્ર કોરિયાથી જ સંતોષ માનવો પડ્યો. વધારામાં મંચૂરિયાને છેડે આવેલ પોર્ટ આર્થર તેને મળ્યું.

ત્યાર પછીનાં વીસ વરસ સુધી ઇગ્લાંડ અને જાપાનની આ મૈત્રી ટકી રહી. ૧૯૦૪ માં આ સંધિની નવી આવૃત્તિ કાઢવામાં આવી, એમાં ઉપરની કલમો ઉપરાંત પાસિફિકમાં બ્રિટિશ કાફલો હવે નબળો પડ્યો હોવાથી હિંદ ઉપરની બ્રિટિશ સત્તા સાચવી રાખવાના કામમાં જાપાનની મદદ મળે એવી જોગવાઈ કરવામાં આવી.

દૂર પૂર્વના રાજકારણમાં આ સંધિ ઘણી અગત્યની છે, કારણકે જાપાન હવે ચોક્કસપણે પોતાનો અવાજ સંભળાવી શકે એવી સ્થિતિમાં આવવા લાગ્યું હતું. ૧૯ મી સદીના અંત પછી ઇગ્લાંડ એકલે હાથે હવે પાસિફિકમાં પોતાનાં હિતોનું રક્ષણ કરવા અસમર્થ છે એવું ભાન પણ જાપાનને થયું હતું. જાપાન પોતાની શક્તિ એકઠી કરતું જતું હતું. તેની આકાંક્ષાઓ જરા પણ મોળી પડી ન હતી, પણ હજી યુરોપિયન સત્તાઓની સામે થઈ શકાય એવું નહોતું. એટલે તેણે પોતાની નીતિ આસ્તેકદમની રાખી હતી. યુરોપમાં જ્યારે આ બધી પ્રજાઓ સંડોવાય ત્યારે તેનો લાભ લેવાની તક માટે તે તૈયારીઓ કરી રહ્યું હતું.

૧૯૧૪–૧૮ ના વિશ્વયુદ્ધ વખતે આ તક તેને મળી. મિત્રરાજ્યોની પડખે તે ઊભું રહ્યું. ૧૯૧૫ માં તેણે પાસિફિકમાં આવેલ જર્મનીનાં થાણાં કબજે કરી લીધાં. આ કરવામાં તેને તકલીફ ન પડી. યુરોપનાં રાજ્યો યુરોપમાં જ રોકાયેલાં હતાં, તેનો લાભ લઈને તેણે ચીનમાં પોતાનાં હિતો જમાવી લેવાનો નિરધાર કર્યો. તેણે ચીન પાસે ૧૯૧૫ માં પ્રખ્યાત '૨૧ માગણીઓ' રજૂ કરી. પછી તરત જ એ માગણીઓ માટે આખરીનામું પણ આપી દીધું. ચીન જાપાનની

સામે થઈ શકે એમ નહોતું તેથી આ માગણીઓ સ્વીકારવી પડી.

આ માગણીઓથી ચીન ઉપર જાપાનનો લગભગ સંપૂર્ણ કાબૂ આવી જતો હતો. જાપાનનાં સામ્રાજ્યનાં સ્વપ્નની સિદ્ધિ તેમાં થતી હતી. આ શરતોનો સાર આ જાતનો હતો. (૧) શાંટુંગમાંનાં બધાં જર્મન હિતો જાપાનના હાથમાં આપવાં અને શાંટુંગને કિનારે બીજી કોઈ પ્રજાને એકે ટાપુ સોંપવો નહિ. (૨) મંચૂરિયા અને મોંગોલિયામાં વેપાર કરવાના, ફરવાના, રેલ્વે બાંધવાના, ખાણો ખોદવાના વગેરે સર્વ હકો જાપાનને આપવા. (૩) કોલસા અને લોખંડના ઉદ્યોગો જાપાનના મૂડીદારોના હાથમાં વિકસાવવા સોંપવા, ચીનના મૂડીદારો આમાં સહકાર આપે. બીજી પ્રજાના મૂડીદારોને સ્થાન ન આપવું. (૪) ચીનના કિનારા પાસેનાં કોઈ બંદરો, કે ટાપુઓ કોઈ પ્રજાને આપવાં નહિ. અને (૫) રાજકીય, લશ્કરી અને આર્થિક બાબતોમાં ચીને જાપાની સલાહકારો રાખવા, જાપાન પાસેથી અમુક દારૂગોળો ખરીદવો, અગત્યના થાણાંની બધી પોલીસ ચીન–જાપાનના સંયુક્ત અધિકાર નીચે રાખવી, અને આવાં મથકોમાં જાપાનીઝ પોલીસો વધારે રાખવા.

શરતોનુ આ સ્વરૂપ જોવાથી જાપાનને ચીનમાં આર્થિક, લશ્કરી, તથા રાજકીય હકો કેવા પ્રકારના મળે છે તેનો ખ્યાલ આવશે. તેમાં પણ કેટલી કલમો તો એવા પ્રકારની છે કે જેથી ચીન જાપાનની ઇચ્છા વિરુદ્ધ એક તણખલુ પણ હલાવી ન શકે. આમ કરવામાં જાપાને જરા ઉતાવળ કરી મહાયુદ્ધ પૂરૂં થયું અને જ્યારે યુદ્ધને અંતે પારિસમાં સંધિ કરવા માટે મુત્સદ્દીઓ ભેગા મળ્યા ત્યારે જાપાનની પાસેથી આમાંના ઘણા હકો ઝૂંટવી લેવામાં આવ્યા કારણ ચોખ્ખું હતું. ચીનમાં આટલી બધી જાપાનની સત્તા વધે એ બ્રિટનને પસંદ નહોતું. ચીનમાં ગ્રેટબ્રિટને ઘણી મૂડી રોકી હતી, અને હજી એમાંથી તેને ઘણો લાભ મેળવવો હતો. તેને જાપાનની મૈત્રી જોઈતી

હતી પણ જાપાનની મૈત્રીને ખાતર તેને પૂર્વનો આવો સમૃદ્ધ વેપાર છોડી દેવો પડે એ પરવડે એમ નહોતું. પરંતુ બ્રિટન એકલે હાથે જાપાનને કેમ હંફાવે ? તેને આ કાર્ય બીજાને હાથે કરાવવું હતું. અને આ બાબતમાં તેને યુનાઈટેડ સ્ટેટ્સની મદદ મળી. યુનાઈટેડ સ્ટેટ્સ આ યુદ્ધને અંતે દેવાદારમાંથી લેણદાર દેશ તરીકે બહાર આવ્યો. તેની પ્રતિષ્ઠા પણ ઘણી વધી ગઈ, કારણ કે તેની મદદ વગર જર્મનીને હરાવવાનું કાર્ય લગભગ અશક્ય હતું. યુ. સ્ટેટ્સના વેપારીઓને પાસિફિકની પેલે પાર આવેલા આ દેશોમાં વેપાર અને મૂડીનું રોકાણ કરવું હતું. એટલે અમેરિકાએ જાપાન ઉપર દબાણ લાવવાની શરૂઆત કરી અને જાપાનને જર્મનીના લીધેલા મુલકો તથા સંધિથી મળેલા ઘણા હકો છોડી દેવા પડચા.

મહાયુદ્ધ પછી રશિયામાં નવા સ્થપાયેલ સોવિયેટને હરાવવા માટે મિત્રરાજ્યોએ જે પ્રયાસ કર્યો તેમાં જાપાને સોવિયેટનો પૂર્વ સાઈબીરિયા કબજે કરી લીધો. પણ એ ભાગ પણ જાપાન પાસેથી યુનાઈટેડ સ્ટેટ્સે છોડાવી દીધો. આમ મહાયુદ્ધને અંતે જાપાનને દબાવવામાં જો કોઈએ મહત્ત્વનો ફાળો આપ્યો હોય તો તે યુનાઈટેડ સ્ટેટ્સ. પણ જાપાન હજી આ વખતે યુનાઈટેડ સ્ટેટ્સની સામે થાય એ અસંભવિત હતું એટલે તેણે નમતું જોખ્યું.

પાસિફિકના પ્રશ્નમાં હવે અમેરિકાએ વિશેષ રસ લેવા માંડ્યો. તેને અંગે તેને જાપાનની શક્તિ કેમ તોડવી અથવા તેના ઉપર કેમ અંકુશ મૂકવો એ દિશામાં પગલાં ભરવાં પડ્યાં. વળી, તેને ગ્રેટ-બ્રિટનની શક્તિ પણ પોતાની શક્તિ કરતાં વધવા દેવી નહોતી. તો જ પાસિફિકના કિનારાના પ્રદેશોમાં અમેરિકા પોતાની મૂડીના બળથી પ્રવેશ કરી શકે અને નફો મેળવી શકે. આ માટે વૉશિંગ્ટનમાં મુખ્ય સત્તાઓની એક કૉન્ફરંસ બોલાવવામાં આવી અને એમાં યુનાઈટેડ સ્ટેટ્સે અગત્યનો ભાગ ભજવ્યો.

આ સધિ પ્રમાણે નક્કી કરવામા આવ્યુ કે—

(૧) પાસિફિકમા જે સ્થિતિ છે તેમા કશો ફેરફાર હવે ન કરવો

(૨) ઇંગ્લાંડ અને યુનાઇટેડ સ્ટેટ્સના નૌકા કાફલામાં મોટી સ્ટીમરોનુ પ્રમાણ સરખુ અને જાપાને તેમના કરતા ઓછુ રાખવુ આને માટે ૫ ૫ ૩ નુ પ્રમાણ નક્કી કરવામા આવ્યુ

(૩) અમેરિકાએ હવાઈથી આગળ પોતાના નૌકાથાણાં હવે પછી બાંધવા નહિ

(૪) ગ્રેટબ્રિટને સિંગાપોરથી ઉત્તરે વધારે નૌકા મથકો રાખવા નહિ, અને છે તેને વધારે મજબૂત કરવા નહિ

આ સધિથી ગ્રેટબ્રિટનની નૌકાશક્તિ ઉપર ચોખ્ખો અંકુશ મૂકવામા આવ્યો, અને જાપાનની શક્તિ ઉપર પણ અંકુશ મુકાયો. છતા જાપાનને મોટો લાભ એ થયો કે હવે જગતની મહાશક્તિઓમાં તેને સ્થાન મળ્યુ, અને તે પણ ત્રીજુ વળી, આ પ્રમાણુ નક્કી કરવામા આવેલુ તે તો મોટા લડાયક બારકસો માટે, પણ નાની ક્રૂઝરો માટે ખાસ બધી નહોતી એટલે એકદરે જાપાનને લાભ થયો.

"(૧૯૩૪ મા) જો કે સખ્યાની દૃષ્ટિએ જાપાનનો નબર ત્રીજો આવતો હતો છતા તેના જહાજો વધારે ઉતાવળે ચાલનારા અને વધારે મજબૂત હતા, વિમાનવાહક જહાજોની બાબતમાં તે બ્રિટન અને યુનાઇટેડસ્ટેટ્સની લગભગ બરોબરીએ જ ઊભુ હતુ, ભારે ક્રૂઝરોની બાબતમાં પણ એજ સ્થિતિ હતી, જ્યારે હળવી ક્રૂઝરો તો બીજાં બન્ને રાષ્ટ્રો કરતાં તેની પાસે વધારે હતી, ઉપરાંત વિનાશિકાઓ અને ડુબકીમાર જહાજો (સબમરીનો) પણ વધારે મોટી સખ્યામાં હતા પોતાના ઘર પાસેના સમુદ્રમા બધી રીતે તેને સપૂર્ણ સત્તા મળી ગઈ આ મળેલો લાભ હાથમાંથી ચાલ્યો જાય એ પહેલા જ તેનો પૂરેપૂરો ફાયદો ઉઠાવવાનુ જાપાન શા માટે ભૂલે?"

આ સધિઓ ૧૦ વરસ માટે કરવામા આવી હતી અને એ

સમય દરમ્યાન પાસિફિકમાં પ્રમાણમાં આ મહાપ્રજાઓ વચ્ચે શાંતિ જળવાઈ રહી હતી. આ શાંતિ સ્થાપવાનું કાર્ય મુખ્યત્વે યુનાઈટેડ સ્ટેટ્સે કર્યું હતું, કારણ કે તેનાં પોતાનાં હિતો આ ભાગમાં વધતાં જતાં હતાં. ૧૯૩૧માં જ્યારે આ સંધિને ફરી નવેસરથી તપાસવાનું આવ્યું ત્યારે જાપાન અગાઉ કરતાં વધારે બળવાન થયુ હતું. એટલે તેણે જૂનું ૫ : ૫ : ૩નું પ્રમાણ સ્વીકારવાની ના પાડી. જો કે કામચલાઉ એક સંધિ લંડનમાં કરવામાં આવી. પણ સંધિની મુદત ૧૯૩૬માં પૂરી થાય એ પહેલાં જ જાપાને પોતાનું બહારવટું તો ૧૯૩૧માં શરૂ કરી દીધુ હતું, અને ૧૯૩૩માં તો ખુલ્લી રીતે આ સંધિ તેણે ફગાવી પણ દીધી. આમ પૂર્વમાં સ્થપાયેલી શાંતિનો ખરી રીતે ૧૯૩૧માં અંત આવ્યો, અને જાપાને પોતાની મુલકગીરી આ જ વરસે મંચૂરિયામાં પ્રવેશ કરીને શરૂ કરી. પ્રશાંત મહાસાગરનાં પાણી જાપાને ડહોળવાનું શરૂ કર્યું, અને એ તોફાન ઘટવાને બદલે ધીમે ધીમે વધતાં વધતાં આજે આખા મહાસાગરમાં એ તોફાન ફરી વળ્યું છે. પરિણામ તો હજી હવે આવવાનું છે. પણ ૧૯૩૧ની સાલથી આ રીતે પાસિફિકના રાજકારણમાં જબરો પલટો આવે છે. એ પલટામાં જાપાનનો ભાગ અતિ મહત્ત્વનો છે. એટલે હવે પછીની બાબતો સમજતાં પહેલાં જાપાન શા માટે મુલકગીરી તરફ વળવા લાગ્યું તે તેનો અભ્યાસ જરૂરી છે.

## [ ૪ ] જાપાનનું પુનરુત્થાન

**પરદેશીઓના** સંસર્ગમાં આવ્યા પછી જાપાને બહુ જ થોડા વખતમાં જબરા ફેરફારો કરી નાખ્યા. પરદેશીઓને હાથે મળેલી હાર અને થયેલું અપમાન તેને સાલ્યાં. અને પોતાની અશક્તિનું તેને ભાન થતાં એ અશક્તિ દૂર કરી સશક્ત બનવાનો પ્રયત્ન તેણે શરૂ કર્યો. દૂર પૂર્વના ઇતિહાસમાં જાપાનનું આ પુનરુત્થાન ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

જાપાનીઓએ જોયું કે આપણે દુનિયાથી અજ્ઞાત છીએ, અને જો હવે ટકવું હોય તો જૂની નકામી થઈ ગયેલી વસ્તુઓનો ત્યાગ કરીને નવી વસ્તુઓ અપનાવવી પડશે. તેમણે પોતાના દેશનો સર્વાંગી વિકાસ સાધવાનું નક્કી કર્યું. આમ કરવામાં પ્રથમ મુશ્કેલી જાપાનના તંત્રની ખામીની હતી. જાપાનમાં એકતંત્ર નહોતું. શહેનશાહ એ રમકડા જેવો હતો. અનેક મોટા ઠાકોરો પોતપોતાની હકૂમતો ચલાવતા હતા. દેશને જો પરદેશી આક્રમણની સામે ટકાવવો હોય તો એકતા એ પ્રથમ જરૂરી વસ્તુ જણાઈ. અને તેને લીધે બધા ઠાકોરોએ પોતાની સત્તા શહેનશાહને સોંપી દીધી. ત્યાર પછી શહેનશાહે જે ફેરફારો

ફરમા માડ્યા તેનાથી આખા જાપાનનો ચહેરો બદલાઈ ગયો શહેનશાહે બાદશાહી ફરમાન બહાર પાડ્યુ તે કેટલું મહત્ત્વનુ છે તે નીચે જોતા જણાશે —

“ (૧) મોટા સમુદ્રમાથી બોલાવવામાં આવેલા પ્રતિનિધિઓની એક સભા સ્થાપવામા આવશે, અને આમ રાજકીય વિચારો ઉપર મહત્ત્વનો ભાગ મૂકવામા આવશે (૨) રાજા અને પ્રજા બન્નેના સતત ચાલતા પ્રયત્નથી આખી પ્રજાના સુખ તથા આબાદીની વૃદ્ધિ કરવામા આવશે (૩) સમગ્ર પ્રજા, બધા લશ્કરી તથા બીજા અમલદારો તેમજ બીજા લોકો પણ પોતાનુ બનતુ બધુ જ કરી છૂટશે, અને પોતાની વાજબી મુરાદોને બર લાવવા માટેના કાર્યમા મદદ આપશે નહિ (૪) બધી જ કઢંગી રૂઢિઓનો ત્યાગ કરવામા આવશે, દરેક કાર્ય ન્યાય અને ભલાઈથી દોરવાઈને કરવામા આવશે (૫) આખી દુનિયાના કોઈ પણ ખૂણામાથી જ્ઞાન પ્રાપ્ત કરવામા આવશે, અને એ રીતે શાહી રાજકારણના પાયાને મજબૂત કરવામા આવશે ’

આ ફરમાન ૧૮૬૮મા જારી કરવામા આવ્યુ તેની દરેક કલમ જાપાનના આખા સ્વરૂપને બદલી નાખવાના પ્રયત્નની સૂચક છે એ પ્રમાણે જાપાને તુરત જ પ્રયત્નો શરૂ પણ કરી દીધા પોતાના રાજ્યને મર્યાદિત રાજાશાહીના ધોરણ ઉપર મૂકી દીધુ ધારાસભા પણ રાખી નવી અને જૂની રીતનો સયોગ સાધ્યો પણ તેમની નજર તો પશ્ચિમ જે રીતે આગળ વધતું હતું એ તરફ હતી એનુ વિજ્ઞાન, નવી શોધો, નવુ જ્ઞાન, એના કારખાના, તેની રેલવે, બધુ જ જાપાનીઓને લાવવુ હતુ એ માટે દેશના નવયુવકોને અમેરિકા અને ઈંગ્લાડ મોકલવામા આવ્યા સ્ટીમરોમા નોકરો તરીકે આ લોકો પરદેશ ગયા ત્યા અર્ધો દિવસ મજૂરી કરીને અને અર્ધો દિવસ ભણવામા ગાળીને બધુ જ્ઞાન મેળવ્યુ કેટલુંક જ્ઞાન તો મેળવી લેવા માટે તેમને ચોરી છૂપીથી પણ કામ લેવુ પડ્યુ, અને પછી પોતાના દેશમા એ

જ રીતે સ્ટીમરોમા મજૂરી કરતા કરતા પાછા આવ્યા દેશમા આવીને પોતાને મળેલુ જ્ઞાન લોકોને આપવા માડયુ આ બધુ કાર્ય રાજ્યની જ યોજનાથી થાતુ હતુ એટલે રાજ્ય તરફથી એક પછી એક દરેક ક્ષેત્રમા ફેરફારો કરવાનુ જારી કરી દેવામા આવ્યુ

૧૮૭૧મા જ કેળવણીનું ખાતું ખોલવામા આવ્યુ ૧૮૭૨મા ૩૨ માધ્યમિક શાળા અને ૨૧૦ પ્રાથમિક શાળાઓ ખોલવામા આવી ૧૮૭૩મા ૧૨,૦૦૦ પ્રાથમિક શાળાઓ, ૧૮૭૪મા ૨૦,૦૦૩ શાળાઓ અને ૧૮૭૯મા તો ૨૮,૦૦૦ શાળાઓ સ્થપાઈ ચૂકી હતી આ તો કેળવણીનો પ્રચાર કરવા માટે બહુ જ થોડા કાળમા શુ કરવામા આવ્યુ તેનો ચિતાર છે આજે તો જાપાનમા ભાગ્યે જ ૧ ટકા જેટલી વસ્તી નિરક્ષર હશે આ શાળાઓમા નૈતિક કેળવણી ઉપર ભાર મૂકવામા આવતો હતો જેમકે ૧૮૯૦મા એક ફરમાન બહાર પાડવામા આવ્યુ હતુ તેમા પ્રજાને ઉદ્દેશીને કહેવામા આવ્યુ હતુ કે, "માબાપ તરફ માન રાખો, ભાઈબહેન પ્રત્યે હેત રાખો, પતિપત્નીના સબધોમા સુમેળ સાચવો, મિત્ર પ્રત્યે સચ્ચાઈ રાખો, સાદાઈ અને વિનય શીખો, બધા ઉપર ઉદારતા દર્શાવો . સામાજિક હિત વધારવામા હમેશા તત્પર રહો, દેશના રાજતત્રને માન આપો, અને કાયદાનુ બરાબર પાલન કરો, કટોકટીની પળે રાજ્ય માટે તમારો જાનને કુરબાન કરવા તૈયાર રહો

ત્યાર પછી નવા જમાનાના સુધારાઓ પણ એક પછી એક દાખલ કરવામા આવ્યા ઈ. સ. ૧૮૭૦ મા અગ્રેજ લોકોની મૂડી તેમજ ઇજનેરોની સહાય વડે પ્રથમ રેલવે બાધવામા આવી ત્યાર પછી એમા વૃદ્ધિ જ થતી ગઈ સ ૧૮૬૯ મા તારના દોરડા પણ નાખવામા આવ્યા વળી સરકાર તરફથી ૧૮૯૦ મા ટેલિફોન પણ શરૂ કરી દેવામા આવ્યા

જાપાન પોતે ટાપુઓનો બનેલો દેશ છે અને તેથી

સ્વાભાવિક રીતે જ તેના પ્રગતિમાં સમુદ્ર ઉપરની શક્તિ અતિ અગત્યની હતી સરકારે વહાણો બાંધવાને અને વહાણવટુ ખેડવાને ઉત્તેજન આપવાનો નિર્ણય કર્યો ખૂબી તો એ છે કે જ્યારે કોમોડોર પેરી જાપાનને બંદરે આ તો હતો ત્યારે સમુદ્રની સફર ખેડી શકે એવુ મોટું વહાણ બાંધવુ એ ત્યા ગુનો ગણાતો હતો અને તેને માટે દેહાતદંડની સજા હતી.

હોલેન્ડના બાદશાહે એક વહાણ જાપાનના શોગુનને ભેટ આપ્યુ હતુ ૧૮૫૪-૧૮૫૯ સુધીમા શોગુને વહાણ બાંધવા માટે પછી ગોદી બાંધી અને વહાણો બાંધવાનુ કામ શરૂ કરવામા આવ્યુ પણ લોખંડના ધંધા વગર સ્ટીમરો બાંધવાનું અશક્ય હતુ ઓસાકા આયર્ન વર્ક્સ નામનુ લોખંડનુ કારખાનુ ઈ એચ હંટર નામના અંગ્રેજે સ્થાપ્યુ અને પ્રથમ સ્ટીમર ૧૮૮૮ માં તૈયાર થઈ

આમ બધા ક્ષેત્રોમા અને ખાસ કરીને નવા યુગની યાંત્રિક અને વૈજ્ઞાનિક બાબતોમાં જાપાનીઓએ અનુકરણ કરવાનુ શરૂ કરી દીધુ આખા દેશમા અનેક પ્રકારના ઉદ્યોગો શરૂ કરવામા આવ્યા સામાન્ય રીતે જાપાનની અર્ધી વસ્તી ખેતી કરે છે બાકીની અર્ધી વસ્તી જુદાજુદા પ્રકારના ધંધાઓમા કામ કરે છે આજે જાપાને એટલા પ્રમાણમા પોતાના ઉદ્યોગો સ્થાપી દીધા છે કે લગભગ દુનિયાની બધી બજારોમા જાપાનમા બનેલો માલ પેસવા લાગ્યો છે જેમ જાપાની સિપાઈઓ એશિયાના એક છેડાથી બીજા સુધી પગ પેસારો કરવા લાગ્યા છે તેમજ જાપાનનો આ નવો સિપાઈ— માલ—પણ દુનિયાના બધા દેશોમા પેસવા માંડયો છે, અને બજારો હસ્તગત કરવા લાગ્યો છે વેપારમા જાપાનીઓનો માલ બીજા દેશોની બજારમા આટલી સસ્તી કિંમતે કેમ જાય છે એનો વિચાર કરતા પહેલા જાપાનના ઉદ્યોગો શી સ્થિતિમા છે એ જોઈએ

કોઈ પણ દેશના ઉદ્યોગોની વૃદ્ધિ માટે મૂડી, કુદરતી સાધનો,

મજૂરી, મજૂરોની કાર્યકુશળતા, વગેરે બાબતો અગત્યની હોય છે આમાં મૂડીની બાબતમાં જાપાનની સ્થિતિ શરૂઆતમાં તો ઘણી નબળી હતી, આજે પણ હજી મૂડીની અછત જ ગણાય મહામુસીબતે તેને મૂડી મળે છે. કુદરતી સમૃદ્ધિની બાબતમાં તો જાપાન નિર્ધન જ ગણી શકાય કાચો માલ લગભગ બધો જ બહારથી મગાવવો પડે છે દેશમાં જંગલો, મચ્છીમારી, રેશમ, વગેરે ઉદ્યોગોને માટે ઠીક સગવડ છે બાકીના ઉદ્યોગો તો બહારથી આવતા કાચા માલ ઉપર જ નભે છે એ રીતે એમાં પણ જાપાન ઘણું નબળું ગણાય એના કરતા અમેરિકા, જર્મની, ઇંગ્લાંડ વગેરે જે મોટા ઔદ્યોગિક દેશો ગણાય છે એ બધા ક્યાય ચડિયાતા છે

મજૂરોની બાબતમાં જાપાનને સગવડ ઘણી છે મનુષ્ય વસ્તી ઘણી મોટી હોવાથી મજૂરોની તાણ પડતી નથી વળી આ મજૂરોની કુશળતા પણ ઓછી ગણવામાં નથી આવતી મજૂરીના દર પણ બીજા મોટા ઔદ્યોગિક દેશોને મુકાબલે ઓછા છે ઉદ્યોગોની કાર્યકુશળતા બીજા દેશો કરતા વધારે છે ઉદ્યોગોમાં રોજે રોજ નવી નવી શોધો થાય છે, અને નવા નવા યંત્રો શોધાય છે જે દેશોએ પોતાના કારખાના અગાઉથી શરૂ કર્યા હતા તેમના કરતાં જાપાને પાછળથી શરૂ કર્યા એટલે નવી શોધોનો લાભ જાપાન લઈ શક્યું છે દેશના લોકોનુ જીવનનિર્વાહનુ ધોરણ પણ નીચુ હોવાથી મજૂરો નો ઝાઝો ખરચ આવતો નથી જાપાની લોકો નવી નવી શોધોમાં ઝાઝા આગળ આવ્યા જણાયા નથી, પણ અનુકરણની બાબતમાં જાપાનને ભાગ્યે જ કોઈ ટપી જાય એટલું સુંદર અનુકરણ કરે છે કે મૂળ વસ્તુ કરતા આ નકલ ચડિયાતી હોય છે

આમ ઉદ્યોગોની બાબતમાં જે જે અનુકૂળતાઓ જોઈએ તેમાં કુદરતી અનુકૂળતાઓ જાપાનને ઘણી ઓછી છે, જ્યારે માનવ અનુકૂળતાઓ ઘણી છે આથી જાપાને પોતાની પ્રગતિ પણ પોતાના સંયોગો અનુસાર જ કરી છે શરૂઆતમાં નવા ઉદ્યોગોને માટે તેમની પાસે

પૂન્તી મૂડી નહોતી, તેથી વેપાર મ્ત્વા તરફ તેમણે વધારે ધ્યાન આપ્યુ શરૂઆતમા ઉદ્યોગો ચલાનવા માટે જે વિશિષ્ટ પ્રકારનુ જ્ઞાન જોઈએ એ પણ તેમની પાસે પૂરતુ નહોતુ આથી પણ તેમણે વેપાર ઉપર વધારે ઝોક મૂક્યો હતો પછી વેપાર વધતા તેમની પાસે મૂડી એકઠી થવા લાગી જો કે ઝાઝા પ્રમાણમા તો નહોતી જ, પણ નાની મૂડીથી તેઓ નાના ધધાઓ શરૂ ક્વા લાગ્યા અને આજે તો આ નાન ધધાઓનુ પ્રમાણ ઘણુ મોટુ છે પણ બધા જ ઉદ્યોગો નાના પાયા ઉપર બરાબર ચાલી નહિ શકે પણ મોટા ધધાઓ ચલાવવા પૂન્તી મૂડી દેશમા નહોતી જે થોડા ઘણા લોકો પાસે હતી તેઓ સાહસ ખેડવા તૈયાર નહોતા એટલે સરકારે પોતે મદદ આપવા માડી અને એ રીતે મોટા ઉદ્યોગો સરકારી મદદથી શરૂ કરવામા આવ્યા

આજે મોટા પાયા ઉપર ચાલતા ઉદ્યોગોમા જાપાનનો કાપડનો ઉદ્યોગ મહત્ત્વનો ગણાય આ ધંધામા સરકારે મદદ આપી અને પરદેશી લોકોની બુદ્ધિનો શરૂઆતમા ઉપયોગ કરવામા આ યો વળી આ ધધામા મજૂરી પણ ઘણી સસ્તી મળી રહે છે સચાઓ બધા નવીન ઢબના છે એટલે ધીકતો ધધો ચાલે છે

લોખડ અને પોલાદનો ઉદ્યોગ એ બીજો મહત્ત્વનો ઉદ્યોગ ગણાય જો કે જે સગવડ કાપડને મળી છે તે આને નથી મળી તેમ છતા સરકારને આ ધધો અગત્યનો હતો અને કોઈપણ દેશ માટે આ ધધો મહત્ત્વનો છે તેથી સરકારે મદદ આપીને આ ધધાને વિકસાવ્યો છે દેશની અદર કોલસો અને લોખડ ઓછા છે તેમા લોખડ તો વણુ જ ઓછુ ગણાય એટલે આજે ચીન અને મલાયામાથી લોખડ મગાવવામા આવે છે ફિલીપાઈન્સમાથી પણ મગાવાય છે પણ આ રીતે આ ધધો પગભર ચાલતો ન ગણાય કારણ કે પરદેશથી આવતા લોખડ ઉપર જ આ ધધાનો આધાર

છે. દેશના સંરક્ષણની દૃષ્ટિએ આ વસ્તુ પોસાય નહિ. પણ બહારના દેશોમાંથી આવતો માલ જાપાનમાં સસ્તો પડી શકે એમ હતું, તેથી રાજ્યે દેશના ધંધાને પૈસાની મદદ આપી, તથા બહારથી આવતા લોખંડના અને પોલાદના માલ ઉપર ભારે જકાત નાખી. પરિણામે આ ધંધાઓ પગભર થયા અને આજે ટકે છે.

ત્રીજો મહત્ત્વનો ઉદ્યોગ વહાણો બાંધવાનો છે. આ ધંધો ઘણો મોટો છે. આને માટેની ગોદીઓ સરકારી છે. અને આમાં દરેક જરૂરિયાતને પહોંચી વળવાનાં જહાજો તૈયાર થાય છે. એટલે માલ લાવવા લઈ જવાનાં વેપારી જહાજો પણ તૈયાર થાય છે, તેવી જ રીતે યુદ્ધનાં જહાજો પણ બનાવવામાં આવે છે. આજે આ ઉદ્યોગ સારી રીતે ખીલ્યો છે, અને જાપાનનો બધો જ માલ પોતાનાં જ જહાજો મારફત બહાર જાય છે અને દેશમાં આવે છે; એ ઉપરાંત લોકોને લાવનારી લઈ જનારી જાપાનની પેસેન્જર સ્ટીમરો પણ બધા ભાગમા ફરતી થઈ છે. આજે વહાણોની બાબતમાં જાપાન ત્રીજે નંબરે આવે છે.

ઉદ્યોગો ચલાવવા માટે જોઈતી શક્તિમાં કોલસો પ્રથમ આવે છે. જાપાનની જરૂરિયાતોને આજે માંડ માંડ પૂરી પાડી શકે એટલો કોલસો ત્યાં છે. બહારથી ઘણો ઓછો મંગાવવો પડે છે અને એની વપરાશ જ એ રીતે કરવાની કાળજી લેવાય છે કે બહારથી ઓછો મંગાવવો પડે ૧૯૩૩ માં ૩ કરોડ ટન કોલસો દેશમાંથી નીકળતો હતો, અને ૨૩ લાખ ટન બહારથી આવતો હતો.

પણ કોલસાની ખોટ વીજળી પૂરી પાડી શકે એમ છે. જાપાન ડુંગરાળ મુલક છે એટલે વીજળી પેદા કરવાની ઘણી અનુકૂળતા છે અને જાપાને એનો બને તેટલો લાભ લીધો છે. જાપાનના ઘણા ઉદ્યોગો વીજળીથી ચાલે છે અને એનો વપરાશ હજી ઘણો વધારી શકાય એમ છે.

પેટ્રોનિયમની આમનમા જાપાન અત્યત ગરીબ છે આ ના જમાનામા આ ચીજ અતિ અગત્યની છે મોટરો, એરોપ્લેન ટકો વગેરે પેટ્રોન વગર ચાલી શકે નહિ અને આજે તો આગબોટો પણ પેટ્રોનિયમથી ચલાવવાનું શરૂ કરવામા આવ્યુ છે તેને આટલી મહત્ત્વની વસ્તુ કે જ્યારે જાપાનમા એની ઘણી તગી છે કોલસાની તગી કરતા આ પેટ્રોનિયમની તગી ઘણી મોટી અને મહત્ત્વની છે

આ સિવાય બીજા તો અનેક પ્રકારના ઉદ્યોગો ચાલે છે રેશમનો બનાવટી રેશમનો ઊનનું કાપડ તૈયાર કરવાનો વીજળીના દીવા તૈયાર કરવાનો સાઈકલો બનાવવાનો, એનેમલના વાસણોનો, રબરનો સામાન બનાવવાનો, છાપવાનો સીમેન્ટનો વગેરે અનેક ગણાવી શકાય જાપાનમા લગભગ બધા જ ઉદ્યોગો ચાલે છે પણ એ બધા નાના પાયા પર ચાલતા ઉદ્યોગો છે તેમ છતા તેની અસર નાની નથી, કારણકે એમા ઘણો માલ તૈયાર થાય છે જાપાનની ખાસિયત જ એ છે કે મોટા પાયા ઉપર ઉદ્યોગો ચાલતા હોવા છતા સાથેસાથ નાના પાયા ઉપર પણ ઉદ્યોગો ચાલ્યા કરે છે, અને એ બધાનો માલ પરદેશ ચડે છે એટલે દેશના આર્થિક વિકાસમા નાના ઉદ્યોગોનો પણ અતિ મહત્ત્વનો ફાળો છે

આ ઉદ્યોગોમા રેશમનો ઉદ્યોગ બાદ કરતા લગભગ બધા જ મહત્ત્વના ઉદ્યોગો પરદેશથી આયાત થતા કાચા માલ ઉપર આધાર રાખે છે અને તેથી કાચા માલનો પુરવઠો જાપાનના ઉદ્યોગોને ચાલુ રાખવા માટે મળ્યા જ કરવો જોઈએ તેવી જ રીતે માલ વેચવા માટે બજારો પણ મળવી જોઈએ આથી જાપાન પોતાના કાચા માલ માટે અને બજાર માટે પોતાના દેશની બહારના મુલકો ઉપર પોતાનો કાબૂ મેળવવા માગે છે

જાપાનના ઉદ્યોગોનો આટલો આછો ખ્યાલ લીધા પછી હવે તેના વેપાર તરફ વળીએ જાપાનનો વેપાર કૂદકે ને ભૂસકે વધવા

માંડ્યો છે એ વધતા જતા વેપારથી હવે બીજા સામ્રાજ્યોને બીક લાગી છે કે તેમના હાથમાંથી જાપાન સંપૂર્ણપણે વેપાર ઝૂટવી લેશે. જેમ લશ્કરથી જીતો મેળવાય છે એમ આજના જમાનામા આર્થિક જીતો પણ મેળવાય છે અને જેમ એક કાળે ઇંગ્લાંડે આખી દુનિયા ઉપર પોતાની આર્થિક જીત મેળવી હતી તેમ આજે જાપાન બ્રિટન અને અમેરિકાની હરિફાઇમા ઉતર્યું છે જાપાનના આ વેપારી હલ્લાનો સામનો કેમ કરવો એની મૂઝવણમા બધા પડી ગયા છે જેનો ઉકેલ ન થયો એટલે આખરે યુદ્ધથી ઉકેલ લાવવાનો પ્રયાસ શરૂ કરવામાં આવ્યો છે.

ઈ સ. ૧૮૮૯મા જાપાનનો પરદેશી વેપાર ૧૩૬૦ લાખ યેનનો હતો ૧૯૩૬ મા આ વેપાર ૫૦ ગણો વધી ગયો એ વરસે ૫ અબજ ૭૨ કરોડ યેનનો વેપાર થયો હતો જનસંખ્યાની સાથે એને સરખાવીએ તો ઈ સ ૧૮૯૪મા જણ દીઠ ૫.૬૦ યેન, ૧૮૯૯ મા ૧૦.૦૦ યેન, ૧૯૦૪ મા ૧૫.૦૦ યેન, ૧૯૧૨ મા ૨૨.૦૦ યેન, ૧૯૧૮ મા ૩૦.૦૦ યેન, ૧૯૨૩ મા ૫૨.૦૦ યેન, ૧૯૩૧ મા ૩૧.૦૦, ૧૯૩૩ માં ૫૮.૫૦ યેન અને ૧૯૩૭ મા ૧૦૪ ૦૦ યેનનો થયો હતો આ વેપાર કૂદકે ને ભૂસકે કેમ વધતો ગયો તેનો આપણને આ આકડા ઉપરથી ખ્યાલ આવે છે માત્ર ૧૯૩૧ નો આકડો નીચે ગયેલો છે કારણ કે ૧૯૨૯ની આખી દુનિયાની મદીની અસર જાપાન પર પણ થઈ હતી

જાપાનના માલથી દુનિયાની બજારો ઊભરાવા લાગી છે, અને બધી જ બજારોમા પશ્ચિમના દેશોના માલની જગા જાપાને લઈ લેવા માડી છે આ બજારોની જીતનુ મોટુ કારણ જાપાની માલની ઓછી કિંમત છે બ્રિટનના વેપારને જાપાની માનથી ઘણો ફટકો પડવા લાગ્યો છે બ્રિટિશ માનની કિમત સાથે જાપાનના માલની કિમત જરા સરખાવી જોઈએ એક ચોરસવાર બ્રિટિશ કાપડની કિમત .૪

સેન પડતી હતી, ત્યારે એટલા જ જાપાની કાપડની કિંમત ૧૮ સેન થતી હતી આ ઓછી કિંમતને પ્રભાવે ચીનમા જાપાનનુ અગાઉ જેટલુ કાપડ આવતુ તેનાથી બમણુ આવવા લાગ્યુ છે, જ્યારે બ્રિટિશ માલની આયાત અરધી થઈ ગઈ છે ઓસ્ટ્રેલિયાની બજારમા જાપાની બનાવટનુ કાપડ ૯ પેનીએ વાર વેચાતુ હતુ જ્યારે બ્રિટિશ બનાવટનું કાપડ બે શિલિંગે વેચાતુ હતું ખુદ બ્રિટનમા જ જાપાની હોઝિયરીની વપરાશ ૧૯૨૪ થી ૧૯૩૩ સુધીમા ચાર ગણી વધારે થઈ ગઈ હતી વેસ્ટ આફ્રિકામા જાપાની મોટરકાર ૭૦ પાઉંડે, અમેરિકન ૧ ગિનીએ, ટાઈપરાઈટર ૧૩ પાઉંડે, અને સાઈકલની ટયુબ ૬ પેન્સે વેચાતી હતી આમા જાપાન મોટરકારના ઉદ્યોગોમા ફાવી ન શકયુ પણ તેની બાઈસીકલોનો ઉદય થયો હતો. ખુદ હિંદુસ્તાનની બજારોમા પણ ૧૫ થી ૨૫ રૂપિયે જાપાની બાઈસીકલો વેચાવા લાગી હતી સ્ટીમરોની હરિફાઈ પણ તેણે કરવા માંડી હતી. માલ તથા માણસો જાપાની સ્ટીમરોમા જતા આવતા થયા હતા. સ્ટીમરોનુ ભાડુ ત્રીજા ભાગનુ હતુ જ્યારે ભાડુ ઓછુ લેવા છતા સગવડોમા એ સ્ટીમરો કોઈ રીતે ઊતરતી ગણાય નહિ.

આમ લગભગ બધા જ ક્ષેત્રોમા જાપાને પોતાનો માલ બજારમા ઉતારવા માંડયો અને એમ કરીને પોતાના હરીફોને બજારોમાથી હઠાવવા માંડયા ઘણાને એ પ્રશ્ન સહેજે થશે કે જાપાની માલ આટલો બધો સસ્તો કેમ પડતો હતો કે જેનાથી ભલભલી અમેરિકન અને બ્રિટન જેવી પ્રજાઓ પણ ગભરાવા લાગી ?

પ્રથમ કારણ જાપાની લોકોની કુશળતા દુનિયામા જાપાની લોકો સાગમા સારુ અનુકરણ કરનારા છે તેઓ અસલ કરતા ન઼ક્લ વધારે સારી બનાવે છે વળી બીજી રીતે પણ આ કુશળતાનુ માપ કાઢી શકાય વ્યક્તિગત ઉત્પાદન પણ જાપાનનુ કઈ રીતે વધ્યુ તે જોઈએ તો આ કુશળતાનો ખ્યાલ આવશે. ઈ. સ ૧૯૨૯માં

૧૦,૦૦૦ ત્રાકો ચલાવવા માટે ૬૧૨ પુરુષો અને ૨૧૮૯ સ્ત્રીઓની જરૂર પડતી. ૧૯૩૪માં એટલી જ ત્રાકો ચલાવવા માટે ૨૬૧ પુરુષો અને ૧૬૩૭ સ્ત્રીઓ પૂરતાં હતાં. આને લીધે જાપાની માલ સોઘો પડે છે.

બીજું કારણ સસ્તી મજૂરી. જાપાનનું જીવનનિર્વાહનું ધોરણ ઘણું નીચું છે. ભાત, મચ્છી અને શાક મળે તો એટલા ઉપર પણ એ લોકો ચલાવી શકે છે. અને આ ચીજો જે રોજના વપરાશની છે એના ભાવ ચઢે નહિ એને માટે જાપાની સરકાર ખાસ કાળજી રાખે છે. આથી જીવનનિર્વાહનું ખર્ચ વધતું નથી. અને મજૂરો સસ્તા મળી રહે છે. ૧૯૨૯ માં ૧૦,૦૦૦ ત્રાકો ચલાવવાની મજૂરી ૩૬૨.૯૩ યેન પડતી હતી, જે ૧૯૩૪માં ૧૭૪.૨૯ યેન પડવા લાગી હતી. આમાં ઉદ્યોગોની અંદર થએલ સુધારાવધારા કારણભૂત હતા. છતાં સસ્તું જીવનધોરણ એ કારણ પણ ખરું જ.

કાપડના ધંધામાં તો તેમને ઘણી સસ્તી મજુરી મળે છે. આ ધંધામાં ગામડાના ખેડૂતોની અપરિણીત છોકરીઓને કામે લગાડવામાં આવે છે. ખેડૂતો એટલા બધા ગરીબ છે કે છોકરીઓને તેઓ મીલમાં કમાવા મોકલે છે. માબાપને માથે ભાર પડતો નથી. મીલોમાં આ છોકરીઓ પાસે કામ લેવામાં આવે છે, અને એ સિવાય એમને રહેવાની, ભણવાની વગેરે દરેક જાતની સગવડ સુંદર રીતે મીલ તરફથી કરવામાં આવે છે. એટલે છોકરીઓ વધારે સારું કામ કરે છે, શિક્ષણ મેળવે છે, સારું રહેવાનું મળે છે અને ઉપરાંત મજૂરીના થોડાક પૈસા એકઠા કરે છે. પછી એ પૈસા લઈને એ પોતાનાં લગ્ન કરવા માટે પાછી ચાલી જાય છે. છોકરીઓ થોડા વખતમાં જેટલા પૈસા મળ્યા તે ખરા એ ઈરાદાથી જ આવતી હોવાથી તેઓ વધારે મજૂરી મળે તે માટે ખાસ કશા પ્રયત્નો કરતી નથી.

કામના કલાકો પણ વધારે હોય છે. કામનું અઠવાડિયું ૬૦

કલાકનુ હોય છે. એ રીતે પણ લાભ થાય છે આ રીતે સસ્તી મજૂરી એ કિંમત ઓછી હોવાનુ કારણ છે

નાના ઉદ્યોગોમા તો કોઈ જાતના ધારાધોરણો લાગુ નથી પડતા કારખાનાના ફેક્ટરી એક્ટ મોટા ધંધાઓને લાગુ પડે પણ જાપાનમા આપણે અગાઉ જોઈ ગયા છીએ તેમ મોટા કારખાનાઓનુ પ્રમાણ ઓછુ છે ઘણા ઉદ્યોગો તો નાના કારખાનાઓ દ્વારાજ ચાલે છે અને એવા કારખાનામા કલાકોનું નિયમન હોતું જ નથી. ત્યા મજૂરીના દર પણ ઓછા હોય છે વળી મોટા કારખાનાઓની હરીફાઈમાં બીજા દેશોની માફક આ નાના ધંધાઓનો લોપ થવાનો પણ ભય જાપાનને ઘણો ઓછો છે ખેતીના ધંધા ઉપર એટલી બધી જનસખ્યા વધી પડી છે કે ત્યાથી લોકો ગમે તેટલી ઓછી મજૂરીએ પણ કામ કરવા તૈયાર થાય છે

ત્રીજુ કારણ એ લોકોની મશીનરી નવા પ્રકારની છે આજના વૈજ્ઞાનિક યુગમા યત્રોમા રોજ નવી નવી શોધો થયા કરે છે અને નવી શોધોનો અર્થ એટલી જ મજૂરીમા વધારે માલ તૈયાર કેમ થાય એ છે આમા ઈગ્લાડ જેવો દેશ જ્યા કારખાનાઓ ઘણા જૂના છે ત્યા મશીનો જૂની ઢબના હોય, પણ જાપાનની ઉન્નતિ પાછળથી થઈ છે એટલે છેલ્લી ઢબના મશીનો તે દાખલ કરી શકયુ છે આથી બીજા દેશો કરતા એ ઓછા માણસો રાખીને વધારે કામ કરાવી શકે છે જાપાની લોકો કોઈ નવુ મશીન શોધાય કે પોતાને ત્યા મગાવી લે છે, અને પછી એવા જ મશીનો પોતાને ત્યા તૈયાર કરે છે, અને જૂના કાઢી નાખીને નવા દાખલ કરી દે છે નવા મશીનો પોતાને જ ત્યા બનતા હોવાથી તેને મોઘા પડતા નથી સસ્તી કિંમતોનુ આ પણ એક અગત્યનુ કારણ છે.

ચોથુ કારણ જુદી જુદી બજારો માટે જુદા જુદા ભાવ યુરોપના દેશોની બજારોમા વધારે ભાવે માલ વેચાય છે, ત્યા એ લોકો પોતાની ચીજોના ભાવ પ્રમાણમા ઓછા રાખે છે પણ મચૂરિયા, કે એવા જ

પોતાના જ તાબાના દેશોમાં જ્યાં પોતાની જ સત્તા હોય છે ત્યાં એ લોકો ભાવ એકદમ ઊતરવા દેતા નથી, અને પોતાના અધિકાર નીચેની બજારોમાંથી એ વળતર વાળી લે છે પોતાના દેશોમાં માલ મોંઘો વેચાય એમાંથી ખરચ નીકળી જાય એટલે પરદેશની બજારોમાં મળ કિંમત કરતાં પણ ઘણીવાર સસ્તી કિંમતે માલ વેચવામાં આવે છે આ પણ સસ્તી કિંમતનું કારણ છે.

પાંચમું કારણ પોતાના વહાણોની ઝડપ સાધારણ રીતે માલના જહાજને કોબેથી સિડની જતાં ૨૦ દિવસ લાગે કેટલાક જાપાની જહાજો તો આ પ્રવાસ ૧૧ દિવસમાં પૂરો કરી નાખે છે એવી જ રીતે યોકોહામાથી ન્યૂયોર્ક જતાં સામાન્ય જહાજોને ૨૮ થી ૩૫ દિવસ લાગે, તે જ પ્રવાસ કેટલાક જાપાની જહાજો ૨૫ દિવસમાં પૂરો કરી શકે છે આમ જાપાની જહાજોની ઝડપ વધારે હોવાથી પણ એ જહાજોદ્વારા આવતો માલ સસ્તો પડે છે

યેનના ભાવનું નિયમન એ સસ્તી કિંમતનું એક અગત્યનું કારણ છે ઇંગ્લાંડે ૧૯૩૧ માં સોનાનું ધોરણ છોડી દીધું અને જાપાને નહોતું છોડયું એટલે જાપાની વેપારને ધક્કો લાગ્યો હતો કારણ કે જાપાની માલ મોંઘો પડવા લાગ્યો પણ ત્યાર પછી જાપાને પણ પોતાના યેનનો ભાવ ઉતારી દીધો અને પછી એ જ ભાવ ટકાવી રાખ્યો અગાઉ જાપાનના ૧ યેનનો ભાવ ૨ શિ થી ૨ શિ અને ૨ પેન્સની આસપાસ હતો યેનનો ભાવ ઘટાડ્યા પછી તેને ૧ શિ ૨ પેન્સ ઉપર લાવીને મૂકી દીધો અને ત્યાં ટકાવી રાખ્યો આનાથી દુનિયાની બજારોમાં જાપાની માલ એકદમ સસ્તો પડવા લાગ્યો જેમકે જાપાનમાં એક ચીજનો ભાવ ૧૦ યેન છે ઇંગ્લાંડમાં આ ચીજ અગાઉના ભાવ પ્રમાણે ૧ પાઉંડે વેચાય ઇંગ્લાંડે સોનાનું ધોરણ છોડ્યા પછી એ જ ચીજના ૨૫ શિલિંગ પડવા લાગ્યા પણ જાપાને જ્યારે યેનનો ભાવ હલકો કરી નાખ્યો ત્યારે જાપાનની એ જ

૧૦ યેનની ચીજ ઈંગ્લાંડમાં ૧૧ શિ. ૮ પેન્સે પડવા લાગી. હિંદનો વિચાર કરીએ તો ૧૦ યેનની ચીજના રૂા. ૧૬-૪-૦ પડતા હતા તે નવા ભાવ પ્રમાણે રૂા. ૭-૧૩-૦ પડવા લાગ્યા. આમ અર્ધી કિંમતે જાપાની માલ પડવા માંડ્યો. જ્યારે જાપાનમાં એ ચીજોના ભાવમાં ફેર ન પડ્યો. આ નાણાં ઉપરના નિયમને કિંમતો સસ્તી કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો.

વળી જાપાની સરકારે કેટલાક ઉદ્યોગોને મદદો આપી અને એમ કરીને પરદેશમાં ભાવ ઘટાડેલા રાખવામાં મદદ કરી. આવાં અનેક કારણોનું પરિણામ ઉપર જણાવ્યા મુજબનું આવ્યું અને પરદેશ સાથેનો વેપાર વધ્યો. આ બધામાં પૈસાની દૃષ્ટિએ ખુદ જાપાનને કશો લાભ નથી મળતો, પણ બહારની બજારોમાં માલ સરતો જાય એટલે અગાઉ કરતાં વધારે ખપે. અને જેટલો માલનો ઉપાડ વધારે એટલાં કારખાનાં ઝડપથી ચાલે, તથા વધારે નવાં કારખાનાં ઊઘડતાં જાય. અને જેમ કારખાનાં વધારે ઊઘડે તેમ મજૂરોની બેકારીનો પ્રશ્ન ઊકલતો જાય. જાપાનમાં વસ્તીને કામે ક્યાં લગાડવી એ મહત્ત્વનો પ્રશ્ન છે.

ટી. યાનો અને કે. શિરાસાકી કહે છે—

"જાપાનમાં વસ્તી ઘણી વધારે છે...જ્યારે દેશમાં કુદરતી સમૃદ્ધિ ઘણી ઓછી છે, -અને મૂડી પણ ઘણી ઓછી છે. જેથી માત્ર જીવવા માટે પણ તેમને કામે લગાડવાનો પ્રશ્ન વિકટ છે...આ સંયોગોમાં પરદેશમાં વેચી શકાય એવી ચીજો પોતાના પરસેવાથી જેટલી બની શકે તેટલી બનાવવા સિવાય બીજો કોઈ ઉપાય નથી. જો આમ ન કરે તો, જીવન ચલાવવા માટે જરૂરી એવી ચીજો પણ તેઓ ખરીદી શકે એમ નથી. આથી પરદેશી બ્યાપારનું મહત્ત્વ ઘણું છે. બીજા શબ્દોમાં કહીએ તો તેઓ પોતાની વધારાની મજૂરી જ ચીજોના સ્વરૂપમાં પરદેશ મોકલે છે."

આ ઉતારા ઉપરથી કોઈપણ ભોગે પરદેશી વેપાર ટકાવવો

કેટલો જરૂરી છે એનો ખ્યાલ આપણને આવી શકશે આજે જાપાનની મુખ્ય બજારો યુનાઈટેડ સ્ટેટ્સ, મંચુકુઓ, હિંદુસ્તાન, ઓસ્ટ્રેલિયા, ચીન અને ડચ ઈસ્ટ ઈંડિઝ છે આમા મંચુકુઓ તો જાપાનને જ તાબે છે એટલે ત્યા સહેલાઈથી જાપાની માલ પ્રવેશી શકે છે. ચીનની બજારો હવે તેને હાથ આવવા લાગી છે જો કે ચીનમા જાપાની માલના બહિષ્કારની ચળવળોને લીધે ઘણી મુશ્કેલી નડે છે પણ બાકીના ચાર દેશોમા જાપાન માટે એટલુ સરળ નથી જાપાની માલ સામે બે હથિયારો વાપરવામા આવે છે એક જકાતો અને બીજી 'કોટા' પદ્ધતિ આમા જકાતો દીવાલો તો ગમે તેટલી ઊચી કરવામા આવે તો પણ તેને વટાવી જવાની જાપાનમા શક્તિ છે પરંતુ 'કોટા' પદ્ધતિમા એટલે કે અમુક પ્રમાણમા અરસપરસ માલ આપવાની ગોઠવણમા જાપાન કશુ કરી શકતુ નથી કારણ જેટલો માલ લેવાનું ઠરાવ્યુ હોય તે કરતા વધારે માલ કોઈ દેશ પોતાના દેશમા આવવા ન દે એટલે આમા બીજુ કોઈ હથિયાર જાપાન અજમાવી શકતુ નથી

જાપાનની અર્થવ્યવસ્થામા પરદેશી વેપારનું મહત્ત્વ કેટલું છે એ બાબત, તથા બીજા દેશોમા જાપાની માલને આવતો અટકાવવા માટે જે મુસીબતો ઊભી કરવામા આવે છે એ જોઈએ તો આખરે યુદ્ધ કરીને પણ પોતાના માલના વેચાણ માટે મુલકો મેળવવા કેટલા અગત્યના છે એનો ખ્યાલ આવશે

છતી લીધા છે, અથવા ત્યાં અમુક હકો મેળવી લીધા છે. માત્ર ચીનનું સામ્રાજ્ય બાકી રહેતું હતું. કારણ યુરોપના સામ્રાજ્ય-લાલચુઓથી એ દૂર પડી ગયું હતું અને પછી બધાં જ સામ્રાજ્યોને આવી મોટી લૂંટમાંથી ભાગ જોઈતો હતો. એટલે બધા પ્રથમ તો હળીમળીને લૂંટવાનો પ્રયાસ કરતા હતા. પણ દરેક જણ એટલી ખબરદારી રાખતો હતો કે બીજો કોઈ એકલો જ આ આખી લૂંટ પચાવી ન પાડે. પરિણામે ચીનની જેવી તેવી સ્વતંત્રતા પણ ટકી રહી. જાપાનને જ્યારે પોતાનો વિકાસ કરવાનો વારો આવ્યો ત્યારે ચીનમાં ધામા નાખી પડેલા આ પરદેશીઓની સાથે કાં તો સમજાણ કરીને અથવા તો તેમની સામે થઈને જ રસ્તો કરવો રહ્યો એ માટે એણે કાળજીપૂર્વક ધીમે ધીમે એક પછી એક પગલાં ભરવા માંડ્યાં.

જાપાન શા માટે સામ્રાજ્ય જમાવવા માગે છે? શા માટે એ બીજા મુલકો ઉપર અધિકાર જમાવવા માગે છે? જે કારણોસર ગ્રેટબ્રિટન સામ્રાજ્ય જમાવવા માગતું હતું અને આજે પ્રચ્છન્ન રીતે અમેરિકા પણ જમાવવા માગે છે એ જ કારણો વાસ્તવિક રીતે આ જાપાનનું સામ્રાજ્ય જમાવવાનાં છે. આપણે તો માત્ર જાપાનની જ બાબતમાં શું પરિસ્થિતિ છે તે જોઈએ.

પ્રથમ કારણ આપણી નજરે આવે છે તે જાપાનની વધતી જતી વસ્તી. આજે જાપાનમાં લગભગ ૮॥ કરોડની વસ્તી છે અને તેના બધા ટાપુઓની વસ્તી ગણીએ તો લગભગ દસ કરોડ થવા જાય છે. આવડી મોટી વસ્તીને પોષવા જેટલી જમીન જાપાનમાં છે નહિ. તેનો મુલક ટાપુનો બનેલો છે. વળી અંદર ડુંગરો અને જંગલો પુષ્કળ છે. દર ચોરસ માઈલે સરેરાશ વસ્તી લગભગ ૩૫૦ માણસોની ગણવામાં આવે છે. આટલી નાની જગામાં આવડી બધી ગીચ-વસ્તીને પોષવી કેમ એ પ્રશ્ન છે તેમાં વળી જાપાનમાં દર વરસે આશરે દસ લાખ માણસની વસ્તી વધતી જાય છે એટલે જાપાનના મુત્સદ્દીઓને માટે આ એક મહત્ત્વનો પ્રશ્ન છે જર્મની, બેલ્જિયમ

વગેરે દેશો પણ ગીચ વસ્તીવાળા છે, પણ એોની સાથેની સરખામણીમાં પણ જાપાનની મુશ્કેલી વિશેષ જણાય છે જેમકે જાપાનનો મુલક ડુંગરાળ હોવાથી ખેતી કરવા લાયક જમીન ત્યા ૧૫·૧ ટકા છે, જ્યારે નેધર્લેંડઝમા ૨૭ ૮ ટકા, બેલ્જિયમમા ૨૪ ૨ ટકા, ઈંગ્લેંડમા ૪૦ ૨ ટકા અને જર્મનીમા ૪૩ ૭ ટકા જમીન ખેડવા લાયક છે એક લેખક લખે છે "જાપાનનો મુલક દુનિયાના મુલકના ૧/૨ ટકા જેટલોજ છે, જ્યારે તેની વસ્તી દુનિયાની વસ્તીના ૫ ટકા જેટલી છે દુનિયામા દર ચોરસ માઈલે જે સરેરાશ વસ્તી આવે છે તેના કરતા જાપાનમા દસગણી વસ્તી વધારે છે વળી જાપાનનો મુલક ડુંગરાળ છે વસ્તીનો વધારો અને ખેડવાલાયક જમીનનુ પ્રમાણ ઓછુ, આ બે બાબતો આપણા આર્થિક જીવનની એક વિશિષ્ટતા છે અને એજ આપણી અનેક આપત્તિઓનું મૂળ છે '

જાપાનનો પરદેશમ ત્રી અમાઉ કહે છે—"જાપાનની વસ્તીને પોષનારી જમીન આપણા દેશમા ઘણીજ ઓછી છે આપણને વસ્તીનો વધારો થતો અટકાવવા માટે સતતિનિયમનની સલાહ આપવામા આવે છે પણ આ સલાહ ઘણી મોડી મળે ; આજે જ જાપાનના સામ્રાજ્યની વસ્તી લગભગ ૧૦ કરોડની છે પશ્ચિમના દેશોની સરખામણીએ દરેક જાપાની વધારે લાબા સમય સુધી તથા વધારે સખત મજૂરી કરે છે, છતા તેમને પોતાના પેટપૂરતો રોટલો મેળવવામા પણ અગવડ પડે છે એમ શા માટે ? જો આપણે આપણી વસ્તીને પોષવી હોય તો વધારે ને વધારે મુલકો મેળવવા જોઈએ "

વસ્તીના વધારાના ઉકેલ માટે આમા મુલકો મેળવવાની વાતનો નિર્દેશ આવી જાય છે આની સાથેસાથ આપણને એમ પ્રશ્ન ઊઠે કે હિંદ અને ચીનમા પણ પુષ્કળ વસ્તી છે, તો તેઓ કેમ નવા મુલકો મેળવવા જતા નથી ? દલીલમા એક રીતે વજૂદ છે કે જો વસ્તીનો વધારો એ એક જ વિસ્તાર માટેનું કારણ હોય તો ચીન-હિંદનો હક

પણ છે જ. વજૂદ નથી એ રીતે કે, આ બધા હક્કો શક્તિશાળી લોકોના જ હોય છે. કોઈ શક્તિશાળી માણસને પોતાનું કામ કરાવી લેવું હોય તો ગમે તે બહાને એ કરાવે જ છે, અને તેણે આપેલું કારણ એ સાચું જ મનાય છે. બળ ઉપર નભતી આ દુનિયામાં હિંદ–ચીન જેવા દેશો આજે નિર્બળ હોવાથી પોતાનો હક્ક બજાવી શકતા નથી. જ્યારે નખશિખ શસ્ત્રસજ્જ થયેલ પ્રજાઓ પોતાનો હક્ક પ્રાપ્ત કરી લેવાના રસ્તા શોધે છે.

જાપાનની વધતી જતી વસ્તીના ઉકેલ સામે મુલકો મેળવવા ઉપરાંત બીજા બે રસ્તાઓ સૂચવવામાં આવે છે. તેમાંનો પહેલો છે સંતતિનિયમનનો. પ્રજાએ પોતાની સ્વેચ્છાથી પ્રજાની વૃદ્ધિ ઉપર અંકુશ મૂકવો જોઈએ. કાં તો એ આત્મસંયમથી મૂકે અથવા તો કૃત્રિમ ઉપાયોથી સંતતિ થતી અટકાવે. આત્મસંયમ વિશેષ આકરી બાબત છે એટલે બીજા ઉપાયની તરફેણ કેટલાક સલાહ આપનારા કરે છે. પણ જાપાનીઓને તેમની આ સલાહ એ રીતે માન્ય નથી. પ્રથમ તો કૃત્રિમ ઉપાયોથી સંતતિનિયમન કરવામાં આવે તો સમાજમાં જેને મર્યાદા કહે છે એ ન રહે, પ્રજા વધારે વિષયી બને અને તેને લીધે નિર્બળ બને એમ આ લોકો કહે છે. સંતાનોની વૃદ્ધિ થવાને લીધે કુટુંબસંસ્થા ઉપર નભતી સામાજિક વ્યવસ્થામાં કુટુંબને માથે તેને પોષવાની જવાબદારી વધે છે, અને એ રીતે સતતિ ઉપર જે અંકુશ રહે છે એ વિશેષ લાભકારક છે એમ તેઓ કહે છે. બીજો વિરોધ લશ્કરી ખવાસના માણસોનો છે. જાપાનના અગ્રગણ્ય માણસોમાં આવા ક્ષત્રિયવર્ગનું પ્રભુત્વ વધારે છે. તેઓ તો વધતી વસ્તીને હંમેશાં આવકારશે. કારણ વસ્તી વધે એટલે દેશમાં લડવૈયા વધે છે, અને જેમ લડવૈયા વધે એમ દેશની યુદ્ધ કરવાની શક્તિ વધે. બન્ને રીતે આ ઉપાય જાપાનમાં સ્વીકારાય એવું નથી.

બીજો ઉપાય રહ્યો પરદેશમાં વસવાટ કરવા જવાનો. ગ્રેટબ્રિટન

કે જર્મની કે ફ્રાન્સના લોકોને જ્યારે બહાર વસવાટ કરવા જવાનો વારો આવ્યો ત્યારે તેમના નસીબે એ જમાનામા નવા નવા મુલક શોધાયા અમેરિકા દક્ષિણ આફ્રિકા, આસ્ટ્રેલિયા અને ન્યુઝીલન્ડમા ખાસ કરીને બ્રિટિશ લોકો વસવા જઈ શક્યા પણ જાપાન માટે આ આમન્ત્રણ સરળ નથી આજે દુનિયામા વણખોધાએલા ભાગો છે જ નહિ. અને જે છે તે કોઈને કોઈ પ્રજા દબાવી બેઠી છે જાપાન જ્યારે વસવાટ કરવા માટે પોતાની નજર ફેરવે છે ત્યારે તેને ઘણા દેશોમા વસ્તી ઓછી છે, એમ જણાય છે પણ જ્યારે ત્યા વસવા જાય છે ત્યારે પીળી પ્રજા હોવાથી તેમની સામે બારણા બધ કરવામા આવે છે ઓસ્ટ્રેલિયામા દર ચોરસ માઈલે માત્ર ૨ ૨ માણસોની સરેરાશ વસ્તી છે, કેનેડામા દર ચોરસ માઈલે ૩.૦ માણસની વસ્તી છે યુનાઈટેડ સ્ટેટસમા ૪૧ ૩ માણસની સરેરાશ બ્રિટનમા દર ચોરસ માઈલની ૫૮ ૭ માણસોની સરેરાશ હીંદી ચીનમા ૭૫ ૦ મલાયામા ૮૧ ૮, ચીનમા ૧૦૪ ૩, અને જાપાનમા ૬૭૮૦૦ની સરેરાશ વસ્તી છે આમા શરૂઆતના દેશોમા ઘણા માણસો વસી શકે એમ છે અને ત્યા એ લોકોની નજર પણ પડે છે પણ બધા દેશોમા પ્રતિબધો છે આસ્ટ્રેલિયામા તો અગ્રેજ સિવાય બીજા કોઈનેય વસવા દેવામા આવતા જ નથી ત્યા ૩૦ લાખ ચોરસ માઈલ જમીન છે અને વસ્તી માત્ર ૭૦ લાખની છે કેનેડા લગભગ એ હિંદુસ્તાન જેવડો મોટો છે જ્યારે વસ્તી માત્ર ૧ કોડની છે ન્યુઝીલાન્ડમા ૧ લાખ ચોરસ માઈલ જમીન છે જ્યારે વસ્તી ૧૫ લાખ માણસની છે આ બધા જ પ્રદેશો બ્રિટિશ સામ્રાજ્યમા છે અને ત્યા જાપાનીઓને માટે દ્વાર બધ કરવા છે

મંચૂરિયામા વસવાટ કરવાના પ્રયત્નો મચૂરિયાનો કબજો મેળવ્યા પછી ચાલુ કર્યા છે પણ ત્યાના વસવાટની પ્રગતિ સતોષકારક નથી માણસો ઘણા વસવા ગયા, પણ જાપાન પોતાના ખેડુતોની વસ્તીને ઘટાડવા માગે છે જ્યારે મચૂરિયામા ખેડુતો ઝાઝા જતા નથી બીજી વસ્તી એટલે કે વેપારીઓ ડાક્તરો વગેરે પ્રકારની વસ્તી જાય છે

એટલે મચૂરિયામાં ધાર્યા જેટલા માણસો જવાનો સભવ નથી બ્રાઝિલની સરકાર તેમને આવવા દેતી હતી આજ સુધીમા ત્યા ૧,૨૮,૦૦૦ જાપાનીઓ વસ્યા છે પરંતુ ત્યા પણ હવે પ્રતિબધો મુકાયા છે યુનાઈટેડ સ્ટેટ્સને પણ પીળી પ્રજાની સૂગ છે આમ દરેક જગાએ જ્યારે બારણા બધ દેખે છે ત્યારે સહેજે બાવડામા બળ હોવાથી બળ વાપરીને પણ એ બારણા ખોલવાના વિચારો સેવે અને અમલમા મૂકવા પણ કરવા તત્પર થાય તો એમા નવાઈ નથી

બીજી બાબત છે કાચા માલનો અભાવ જાપાનના ઉદ્યોગો અને વેપારની બાબતનો વિચારતા આપણે જોયુ કે જાપાને ઝપાટાબધ ઉદ્યોગો વધાર્યા, અને યુરોપિયન પ્રજાને આ બાબતમા ટપી જવાનો પ્રયત્ન કર્યો પણ તેના ઉદ્યોગોની મોટામા મોટી ખામી કાચા માલની તગી છે ઉદ્યોગો એકવાર શરૂ કર્યા પછી એ રાક્ષસ છે તેને ખોરાક પૂરો પાડ્યા કરવો જોઈએ અને એને માટે કાચો માલ સતત, વગર અડચણે મળવો જોઈએ એક જમાનો હતો કે જ્યારે દુનિયામા ગમે ત્યાથી ગમે તે માલ ખરીદી શકે આ સ્થિતિ ત્યારે હતી જ્યારે ઉદ્યોગોવાળા દેશો ઓછા હતા આજે જ્યારે બધા જ દેશો એ જ રસ્તે જવા મથે છે ત્યારે દરેકને પોતાના ઉદ્યોગો ચાલુ રાખવા માટે સતત કાચો માલ મળ્યા કરે એની ચિંતા રહ્યા કરે છે અને તેથી કાચો માલ ચોક્કસ મળ્યા કરે એવી પરિસ્થિતિ ઊભી કરવા માગે છે

એક લેખકે ગણતરી કરી છે કે દરેક પ્રજાને જો પોતાના જ પગ ઉપર ઊભા રહેવુ હોય તો ૨૫ વસ્તુઓ અત્યત અગત્યની છે આ અગત્યની બાબતો પૈકી ગ્રેટબ્રિટનને પોતાના સામ્રાજ્યમા થી જ ૧૮ વસ્તુઓ પૂરતા પ્રમાણમા મળી રહે છે, જાપાન પાસે ૨૫ માથી ૧૭ વસ્તુઓ ખૂટે છે, જર્મનીને ૧૯ વસ્તુઓ ખૂટે છે અને ઇટાલિને ૨૧ વસ્તુઓ ખૂટે છે જાપાન પોતાની આ ખૂટતી વસ્તુઓ માટે પોતાની આસપાસ નજર કરે છે તો પાસિફિકની પશ્ચિમે

પેટ્રોલિયમ એ રબ્બર કરતાં પણ વિશેષ મહત્ત્વની ચીજ છે કુદરતે આ ચીજ બહુ ઓછા દેશોને આપી છે. એમાં પણ મોટાં સામ્રાજ્યો જમાવીને પડેલા દેશોને પોતાના મુલકમાંથી તો યુનાઈટેડ સ્ટેટ્સ બાદ કરતાં તેલ નથી નીકળતું, એટલે તેલના પ્રદેશો કબજે કરવા માટે એ આજસુધીમાં અનેક યુદ્ધો ખેલાયાં છે. આજે યુનાઈટેડ સ્ટેટ્સ, ગ્રેટબ્રિટન, અને હોલાંડના વેપારીઓના હાથમાં દુનિયાના તેલનો ઘણો મોટો હિસ્સો છે. પાસિફિકને પશ્ચિમ છેડે જાવા, સુમાત્રા, બોર્નિયો અને બ્રહ્મદેશમાં તેલ નીકળે છે, અને પાસિફિકને પૂર્વ છેડે કેલિફોર્નિયા ( યુ. સ્ટે. ), પેરુ અને કોલબિયામાં નીકળે છે. જાપાનમાં તેલ યુદ્ધ શરૂ થયા પહેલાં મુખ્યત્વે યુનાઈટેડ સ્ટેટ્સમાંથી આવતું હતું.

જાપાન લોખંડની પોતાની જરૂરિયાતના ૬૯ ટકા બહારથી મગાવે છે. ચીનમાં લોખડ ઘણું છે. એકલા શાંટુંગ પ્રાંતમાં જ મોટી ખાણો આવેલી છે. વળી ચીનનુ આ લોખંડ સમુદ્રની નજી માં જ છે જેથી સહેલાઈથી જાપાન લઈ જઈ શકાય એમ છે આ ભાગમાં જ આશરે દસ કરોડ ટન જેટલો લોખડનો જથ્થો હોવાનું મનાય છે. ઉપરાંત આજે તે મલાયામાથી મોટા ભાગનુ લોખડ મગાવે છે. પોલાદના ઉદ્યોગમાં હમણા ટંગસ્ટન નામની ધાતુ વપરાય છે અને દુનિયાની ૬૩ ટકા જેટલી આ ધાતુ માત્ર ચીનમાં જ છે. બીજી ધાતુ શસ્ત્રાસ્ત્રો બનાવવામાં વપરાય છે તે એન્ટીમની. આજે શસ્ત્રો બનાવવાં તે અતિ મહત્ત્વનો ઉદ્યોગ થઈ પડયો છે. દુનિયાના ૮૦ ટકા જેટલી આ ધાતુ એકલા ચીનમાથી નીકળે છે. કલાઈ મલાયા, ડચ ઈસ્ટ ઇંડીઝ અને સિયામમાં થઈને દુનિયાના ૫૪ ટકા જેટલી ઉત્પન્ન થાય છે અને ચીનમાં ૬ ટકા જેટલી નીકળે છે.

ખાધાખોરાકીમાં ઓસ્ટ્રેલિયા-ન્યૂઝીલાંડના ઢોર, મટન, માખણ વગેરેને બાદ કરતાં ઘઉં મહત્ત્વની ચીજ તરીકે આવે. આજે જાપાની લોકો ચોખા ખાય છે પણ ખોરાક તરીકે ઘઉંનું સ્થાન વિશેષ છે, અને એ મેળવવાની તેમની મુરાદ છે. ચીન ૧૯૦ લાખ ટન, હિંદ

૯૦ લાખ ટન અને ઑસ્ટ્રેલિયા ૪ાા લાખ ટન ઘઉં પેદા કરે છે મચુરિયા તથા ચીનમા હજી તેનું વાવેતર વધારી શકાય એમ છે

આમ પોતાની ખૂટતી વસ્તુઓ માટે તેની નજર સ્વાભાવિક રીતે જ પાસિફિકની પશ્ચિમે આવેલા દેશો તરફ પડે છે એ જુએ છે કે પોતાને જેની જરૂર છે એ ચીજો નજીક છે, છતા તેનો ઉપભોગ ગ્રેટબ્રિટન અમેરિકા જેવા દૂર આવેલા દેશો કરે છે ત્યારે પોતાને તો આ દેશોની દયા ઉપર નભવુ પડે છે જાપાન એ રીતે ભૂખ્યો દેશ છે અથવા ગરીબ દેશ છે અને જેમની પાસે વધારે છે તેમની પાસેથી પડાવી લેવા માગે છે સતુષ્ટ દેશો અને અસતુષ્ટ દેશો એવા જે ભાગ પાડવામા આવે છે તેમા જાપાન, જર્મની અને ઈટાલિ અસતુષ્ટ દેશો ગણાય છે ત્યારે ગ્રેટબ્રિટન અમેરિકા, રશિયા વગેરેને સતુષ્ટ દેશો ગણવામા આવે છે પણ આ લોકો પોતાની વસ્તુઓ સહેલાઈથી છોડવા તૈયાર ન થાય તો જાપાનને પોતાના બળ ઉપર વિશ્વાસ આવ્યા પછી બળથી એ તેમની પાસેથી પડાવી લેવાનો પ્રયત્ન કરે એમા એ માત્ર સતુષ્ટ પ્રજાઓને પગલે જ ચાલે છે

ત્રીજુ કારણ છે માલ વેચવા માટેની બજારોનુ માલ પેદા થયા પછી તેને વેચવા માટે સ્થળ જોઈએ ઉદ્યોગો વધવા માંડ્યા પછી એને અટકાવવા મુશ્કેલ હોય છે જાપાનમા પણ જેમ ઉદ્યોગોનુ ઉત્પાદન વધતુ જાય છે તેમ એ માલ વેચવો ક્યા એ પ્રશ્ન તેની સામે આવે છે જાપાનની વેપારવૃદ્ધિનો વિચાર કરતી વખતે આ બાબત ઉપર આપણે વિવેચન કરી ગયા છીએ જાપાનના માલથી બજારો જ્યારે ઊભરાવા માંડી ત્યારે તેની સામે જકાતની દીવાલો ઊભી કરવામા આવી પણ એ જકાતની દીવાલો ઊભી ત્યારે જ થઈ શકે કે જ્યારે તે પ્રદેશ ઉપર સત્તા હોય હિંદમા કે મલાયામા કે ઑસ્ટ્રેલિયામા બ્રિટિશ લોકો જાપાની માલ ઉપર જકાત મૂકીને તેને આવતો અટકાવી શકે છે જો આ પ્રદેશો જાપાનના જ હાથમા હોય તો માલને વેચવા જવાનો પ્રશ્ન રહે નહિ અને દુનિયાના આ ભાગમા તો લગભગ દુનિયાની

અર્ધી વસ્તી રહે છે. એટલે આ ભાગ દુનિયાની મોટામાં મોટી બજાર છે. એ બજાર પોતાના જ હાથમાં રહે એ જાપાનના ઉદ્યોગોની સ્થિરતા માટે બીજી અગત્યની બાબત છે. આમ જાપાનની આર્થિક જરૂરિયાતો જ જાપાનને બહારના દેશો જીતવા તરફ વાળે છે.

આ બધી બાબતો જાપાનને બહાર વિકાસ કરવા માટે, નવા નવા મુલકો મેળવવા માટે પ્રેરે છે. પણ આ જડ વસ્તુઓની સામે બીજાં પ્રેરક બળો પણ જોઈએ છીએ અને એ ભાવનાનાં પ્રેરક બળો. એવાં બે પ્રકારનાં ભાવનાનાં પ્રેરક બળો જાપાનમાં કામ કરે છે. જાપાની લડવૈયો સ્વાર્થ ખાતર નહિ પણ સ્વાર્થ કરતાં પણ વિશેષ મહાન એવા કોઈ ઉચ્ચ ધ્યેયને ખાતર આજે લડવા તૈયાર થાય છે.

પ્રથમ ભાવના એ છે કે, જાપાનની બહાર જે પ્રજાઓ દુઃખમાં સબડતી હોય તેમને તેમના દુઃખોમાંથી મુક્ત કરવી, નબળી હોય તો સબળી બનાવવી અને ત્યાં સુધી તેમનું રક્ષણ કરવું, અજ્ઞાન હોય તો તેમને સજ્ઞાન બનાવવી અને એ રીતે પૂર્વ એશિયામાં સુખ અને શાંતિ ફેલાવવાં, એ જાપાની પ્રજાનું ઈશ્વરદત્ત દૈવી કાર્ય છે એવી માન્યતા. પ્રો. ચિકાઓ ફુજીસાવા લખે છે:—"આપણા સતરાજા શહેનશાહે માત્ર પોતાની જ પ્રજા નહિ પણ બીજી જે પ્રજાઓ દુઃશાસન તળે કચરાય છે અને દુઃખી થાય છે તે તરફ પણ દયાથી જોવાની અને તેમનું સંરક્ષણ કરવાની ફરજ છે એમ સમજવું ઘટે...પૃથ્વીના સંરક્ષણનું કાર્ય તેમને સુપરત થયેલું છે અને ઈશ્વર પાસે તેઓ આ માટે જવાબદાર છે. આ કાર્ય બજાવતાં જે કોઈ અડચણ નાખે તેનુ બળથી પણ શાસન કરવાની તેમની ફરજ છે....આપણા દેશનો ધ્વજ પૃથ્વી ઉપર શાંતિ સ્થાપવાના આપણા દૈવી કાર્યના પ્રતીકરૂપે આપણે ગણવો જોઈએ."

ઈ. સ. ૧૯૩૫માં જાપાનના નૌકાખાતાએ એક પુસ્તિકા પોતાના ખાતાના અમલદારો અને ખલાસીઓ માટે બહાર પાડી

રતી. તેમા પણ ઉપરની જ ભાવનાનો પાણ જના લશ્કરી ભાષામા ઉલ્લેખ કર્યો છે એક પુસ્તિકા બોલે છે,—“ભૌગોલિક દૃષ્ટિએ જોતાં પૂર્વના દેશોમા શાંતિ સ્થાપવાનું કાર્ય બીજી સત્તાઓએ હવે જાપાનને સોંપી દેવુ જોઈએ જાપાન આ કાર્ય માટે સંપૂર્ણ શક્તિમાન થયુ છે જે પ્રજાઓ જાપાનના આ કાર્યને પિછાની શકતી નથી તેઓ સર્વ શક્તિમાન ઈશ્વરની ઇચ્છાની અવહેલના કરે છે ”

દુનિયાની પછાત પ્રજાઓનું ભલું કરવાની આ ઈશ્વરી આજ્ઞા યુરોપિયન લોકો આજ સુધી પોતાને જ મળેલી છે એમ માનતા. હવે એ જ વસ્તુ જાપાની લોકો પોતાને માટે માને છે

આ જ જાતની બીજી ભાવના ‘એશિયા એશિયાવાસીઓ માટે’ એ ઘોષણામા સમાય છે યુરોપની પ્રજાઓ ઔદ્યોગિક યુગમા આગળ આવી અને એશિયાના બધા જ દેશોને તેઓએ પરાધીન બનાવ્યા અને તે પણ પોતાના જ સ્વાર્થ ખાતર આજે એશિયાના ઘણા ભાગમાં તેઓ ધામા નાખીને પડ્યા છે એશિયાવાસીઓ હવે જાગૃત થવા લાગ્યા છે ચીન હિંદુસ્તાન ફિલિપાઈન્સ વગેરે દેશોમા આ જાગૃતિના ચિહ્નો અનેક રીતે સ્પષ્ટ જોઈ શકાય છે પોતાની દુર્દશાનું એક અને મહત્ત્વનુ કારણ યુરોપિયનોની તાબેદારી છે એમ તેઓ સમજે છે અને તેથી તેમની ધૂસરી ફગાવી દેવા માટે આ બધા દેશોમા છેલ્લા પચાસ વરસથી તો સારી રીતે ચળવળ ચાલે છે પણ એ દેશો નિર્બળ છે જાપાન આ ભાવનાનો ઉપયોગ કરી લેવા માગે છે તે કહે છે કે એશિયા એ એશિયાવાસીઓ માટે જ રહેવુ જોઈએ યુરોપના લોકોએ અહીં આવવાની તસ્દી ઉઠાવવાની જરૂર નથી હવે અમને અમારા પ્રશ્નોનો નિકાલ કેમ કરવો એ આવડી ગયુ છે એટલે વહેલામાં વહેલી તકે તેમણે એશિયા ખાલી કરી જવો જોઈએ આ કાર્ય પૂર્વમાં એક જ બળવાન રાષ્ટ્ર જાપાન કરી શકે એમ છે જાપાન આ રીતે એશિયાની પ્રજાનુ મુક્તિદાતા

અથવા તારણહાર બનવા માગે છે. ચીના, હિંદી વગેરે લોકોએ જાપાનના આ કાર્યને વધાવી લેવું જોઈએ એમ માને છે.

'ગોરાઓનો ગુરુભાર'ના સિદ્ધાંતમાં જેટલી યુરેપિયન પ્રજાને શ્રદ્ધા છે એટલી જ શ્રદ્ધા જાપાનીઓને પોતાના આ એશિયાને યુરેપિયનોના સકંજામાંથી છોડાવવાના અને એશિયાવાસીઓ માટે જ રાખવાના દૈવી કાર્યમાં છે. આ પ્રકારની શ્રદ્ધા તેઓને લડવામાં આત્મબળ આપે છે. આ કાર્ય પૂરૂ કરવા માટે જાપાનીઓ પોતાનું લોહી રેડવા આજે તત્પર થયા છે. જ્યારે ૧૯૦૫માં નાનકડા જાપાને યુરેપના રાક્ષસ જેવા મોટા રશિયાને હરાવ્યું ત્યારે જાપાનીઓને પોતાને હાથે આ કાર્ય થાય એવો ઈશ્વરી સંકેત છે એમ લાગવા માંડ્યું. અને એશિયાની બીજી પ્રજાઓએ ઘણાં વરસો સુધી તો આ વાતનો સ્વીકાર પણ કર્યો હતો.

જાપાનીઓમાં રાષ્ટ્રવાદની ભાવના બહુ તીવ્ર છે. રાષ્ટ્ર ખાતર અને રાષ્ટ્રના પતિ શહેનશાહ ખાતર પોતાના પ્રાણ પાથરતાં એ જરાય અચકાતો નથી. શહેનશાહના એક બોલે દુનિયાના ગમે તે ભાગમાં જાપાની મરવા જવા તરત તૈયાર થાય છે.

અગાઉ એક વાર આપણે જોઈ ગયા છીએ કે જાપાનમાં ક્ષત્રિય વર્ગનું મહત્ત્વ ઘણું વધારે છે. વેપારીઓ કરતાં આ લશ્કરી અમલદારોનું વજન વધારે છે. અને રાજ્યતંત્રમાં પણ આ લોકોનું પ્રભુત્વ છે. વેપારીઓ પોતાની પદ્ધતિએ રાજ્યતંત્ર ચલાવવાનો પ્રયત્ન કરે છે ખરા, પણ તેમનું કશું ચાલી શકતું નથી અને નિષ્ફળતા મળે છે. આ લડાયક વર્ગને પોતાની શક્તિ બતાવવાનો મોહ ઓછો થતો નથી. પોતે મેળવેલી શક્તિનો પરચો બતાવીને આખી દુનિયાને આંજી દેવી એ એમની પ્રબળ મહત્ત્વાકાંક્ષા છે. અને એથી પણ રાજ્યવિસ્તારની યોજનાઓને ઘણો વેગ મળ્યો છે.

ઉપરનાં બધાં કારણો આપણને આપણા પ્રશ્નનો જવાબ આપી રહે છે. આ કારણો સંપૂર્ણ તો નથી જ. કારણ જે રીતે જાપાન પોતાની ઔદ્યોગિક પ્રગતિ કરે છે તે રીતે દુનિયામાં શાંતિ સ્થપાવાનો સંભવ છે જ નહિ. કારણ કે એકવાર આગળ પગલુ ભર્યા પછી તેમાંથી બહાર નીકળી શકાતુ નથી. એ તો એક ચક્રાવો છે. પણ જેમ ઇંગ્લાંડે બે સૈકાઓ અવિચ્છિન્ન સર્વોપરિતા ભોગવી, એમ પાસિફિકના પશ્ચિમ ભાગમાં જાપાન થોડો વખત ભોગવવા ધારે અને જો સંયોગો અનુકૂળ હોય તો ભોગવી શકે. એમ કરવામાં રાજ્યવિસ્તારની જાપાનની ભાવના પણ સંતોષાય છે ખરી; શાંતિ અને સુખસગવડ તો ભાવિનો પ્રશ્ન છે.

## [૬] મંચૂકુઓ અને ચીનમાં પ્રવેશ

રાજ્યવિસ્તાર કરવો જ હોય તો કઈ રીતે કરવો એની જુદી જુદી યોજનાઓ પણ રાજ્યના ધુરંધરોએ કરવી જ જોઈએ. આમાં તેમણે શું શું વિચારો સેવ્યા છે એના તરફ નજર દોડાવી જવી આજે આવશ્યક છે. જાપાને જે આગેકૂચ કરી છે તે લગભગ ચોક્કસ યોજનાઓ મુજબ જ ચાલે છે.

બેરન ટનાકા નામના જાપાનના એક મુખ્ય પ્રધાને ઈ. સ. ૧૯૨૭ માં જાપાનના રાજ્યવિસ્તારની સવિસ્તર યોજના શહેનશાહ પાસે રજૂ કરી હતી. આ યોજનાથી જાપાનીઓની મહત્ત્વાકાંક્ષા કેવડી મોટી અને ગંભીર છે એનો ખ્યાલ આવશે.

"ચીન જીતવા માટે આપણે મંચૂરિયા અને મોંગોલિયા જીતવું જોઈએ. દુનિયા જીતવા માટે આપણે પ્રથમ ચીન જીતવું જોઈએ. જો આપણે ચીનને જીતી લેવા સમર્થ થઈશું તો એશિયાના બીજા બધા દેશો અને દક્ષિણ સમુદ્રના બધા દેશો આપણાથી ભયભીત બનશે અને આપણે આધીન થઈ જશે. પછી દુનિયાએ સ્વીકારવું પડશે કે પૂર્વ એશિયા આપણો છે...

"ચીનનાં કુદરતી સાધનો એકવાર આપણને મળ્યા પછી

આપણે હિંદુસ્તાન, ડચ ઇસ્ટ ઇંડીઝ ટાપુઓ, એશિયા માઇનોર, મધ્ય એશિયા અને યુરોપ પણ છીની લેવા માટે આગળ વધીશું. પણ આપણું પ્રથમ પગલું તે મોંગોલિયા અને મંચૂરિયાની સત્તા આપણા હાથમાં લઇ લેવાનું હોવું જોઇએ.

"...વહેલા કે મોડા આપણે સોવિયેટ રશિયા સાથે યુદ્ધમાં ઊતરવું પડશે. .

"એક દિવસ આપણે અમેરિકા સાથે પણ યુદ્ધ કરવું પડશે. ભવિષ્યમાં જો આપણે ચીન ઉપર આપણી પૂરી સત્તા બેસારવા માગતા હોઇએ તો આપણે યુનાઇટેડ સ્ટેટ્સને કચરી નાખવું પડશે."

જાપાનનો યુદ્ધમંત્રી અરાકી જુલાઇ ૧૯૩૨ માં કહે છે:— "જાપાની પ્રજામાં એક પ્રકારની ભાવના છે. આ ભાવના એક એવી વસ્તુ છે કે જેનો પ્રચાર સાતે સમુદ્ર ઉપર અને પાંચે ખંડો ઉપર થવો જોઇએ. આ પ્રચારમાં અને એના વિસ્તારમાં જે કોઇ વચ્ચે આવે તેનો નાશ કરવો જોઇએ, પછી ભલે એમ કરતાં યુદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય."

સામ્રાજ્યવિસ્તાર કેવી રીતે કરવો અને ક્યાં કરવો એનો ખ્યાલ ઉપરના બે ઉતારામાંથી આપણને મળી રહે છે.

વિસ્તારની ખરી શરૂઆત જાપાને મંચૂરિયામાંથી કરી. ઘણા વખતથી મંચૂરિયા ઉપર તેનો ડોળો હતો જ. એના કારણમાં મંચૂરિયાનાં સાધન સામગ્રી તથા મંચૂરિયામાં વસવાટ કરવાની ઇચ્છા ઉપરાંત રશિયાને દક્ષિણ તરફ આગળ વધતું અટકાવવાનો ઉદ્દેશ સમાયેલ હતો. જાપાનને પોતાનું રક્ષણ અને પોતાનો વિકાસ બન્ને માટે ખંડ ઉપર આગળ વધવાનું હતું. ખંડ ઉપર ચીન અને રશિયા બે પ્રજાઓ હતી. એમાં ચીન તો અંદર અંદરના વિગ્રહોને અંગે અને બહારની પ્રજાઓની ડખલને લીધે નબળું થયું હતું. તેને તો સહેલાપૂર્વક હરાવી શકાય એમ હતું. પણ એમ કરતાં પહેલાં રશિયાનો

રસ્તો રોકવાની અગત્ય હતી. ૧૯૦૫ નુ રશિયા સાથેનું યુદ્ધ એ આ જ નીતિની ચાવીરૂપ હતુ ત્યાર પછી મચૂરિયા જીતી તો ન શકાયુ પણુ જાપાને કોરિયા પોતાના કબજામા લીધુ અને મચૂરિયા માટે વધારે અનુકૂળ તકની તે રાહ જોવા લાગ્યુ

દરમ્યાન એશિયામા નવીન જાગૃતિ આવવા લાગી હતી આમા પણુ ચીને આગેવાનીભર્યો ભાગ લીધો ચીનમા અનેક પ્રજાઓ જુદી જુદી જગાએ પોતાના લશ્કરી થાણા નાખીને પડી હતી તેને સહેલાઈથી હઠાવી શકાય એમ નહોતુ ચીનમા વેપાર કરવાના પણુ અનેક પ્રકારના ખાસ હક્કો લઈને આ પરદેશીઓ ચીનનુ શોષણુ કરી રહ્યા હતા, તથા દરેક વખતે ચીનના નિર્બળ સમ્રાટોને દબાવીને વધારે ને વધારે લાભો લેવા માગતા હતા આ પરદેશીઓ પોતાના લશ્કરી સામર્થ્યના પ્રદર્શનથી અને આર્થિક શક્તિને બળે ચીનાઓને દબાવતા હતા, આગળ આવવા દેતા નહોતા, અને અનેક રીતે તેમના દેશમા જ તેમનુ અપમાન કરતા હતા આ અપમાનનો એક જ સાદો દાખલો લઈએ કેટલાક બગીચાઓમા ગોરા લોકોએ "ચીના અને કૂતરાઓને માટે આવવાની મનાઈ છે" આવી જાતના પાટિયા લગાવેલા હતા આ તો માત્ર એક તદ્દન સાદો દાખલો છે પણુ આવા અપમાનો ચીની પ્રજા ઝાઝો વખત સહન ન કરી શકી અને તેઓમા જાગૃતિ આવવા લાગી

ઈ સ ૧૯૦૦ થી પરદેશીઓ સામેના વિરોધી દેખાવો અને બળવાઓ થવા લાગ્યા પણુ તેમા તેઓ ફાવ્યા નહિ. પ્રજાને લાગ્યુ કે જ્યા સુધી પેકિંગમા જૂનવાણી શહેનશાહ રાજ્ય કરે છે ત્યા સુધી ચીનનો ઉદ્ધાર થવાનો નથી તેથી ડૉ સન્ યત્ સેનની સરદારી તળે ૧૯૧૧મા રાજ્યક્રાંતિ થઈ અને ચીનમા પ્રજાસત્તાક સ્થપાયુ આ નવા વિચારોને આખો દેશ પૂરતા પ્રમાણુમા પચાવી શક્યો નહિ. દેશમા એક મજબૂત મધ્યસ્થ સત્તા સ્થાપી શકાઈ નહિ દેશમા

બે ભાગલા પડી ગયા એક ઉત્તરની સરકાર અને બીજી દક્ષિણની કેંટનની સરકાર ઉપરાંત બીજા નાના મોટા સરદારો પણ પોતપોતાના પ્રાંતોમા સ્વતંત્ર જેવા જ હતા અને દરેક જણ સ્વતંત્ર રીતે કે બીજાની મદદથી પોતાના હરીફને હરાવવા માગતો હતો આવી અવ્યવસ્થામા સોવિયેટ સરકારે ચીનમા હસ્તક્ષેપ કર્યો તેણે ૧૯૨૭મા પોતાના બોરોડીન નામના સલાહકારને મોકલ્યો મોટા પાયા ઉપર સામ્યવાદી ધોરણે સંગઠ્ઠન કરવામા આવ્યુ રીતસરનુ યુદ્ધ શરૂ થયુ આખરે આ નવા સૈન્યે નાનકિંગ સર કર્યું અને ત્યા રાજધાની બનાવી આ સૈન્યનો ઉપરી માર્શલ ચ્યાગ કાઈ શેક હતો

આ આખો બળવો અને રાજ્યક્રાંતિ પરદેશીઓને ચીનમાથી હાંકી મૂકવા માટે હતી. પણ ચ્યાંગને પરદેશી લોકોએ મનાવી લીધો પરદેશી મૂડીવાળા અને ચીનના મૂડીવાળા તથા સરદાર વગેરેનું હિત એક છે, અને સામ્યવાદીઓના ઉદયથી ઉભયપક્ષે નુકસાન છે એમ ચ્યાગને તેમણે સમજાવ્યુ પરિણામે ચ્યાંગે સત્તા ઉપર આવ્યા પછી દેશમા સખત હાથે સામ્યવાદીઓને દાબી દીધા આ જ સામ્યવાદીઓની મદદથી પોતે સત્તા ઉપર આવ્યો હતો તે વાત આ વખતે અનુકૂળતાપૂર્વક એ ભૂલી ગયો અને સામ્યવાદનું બી ઉખેડી નાખવાનું નક્કી કર્યું આથી સામ્યવાદીઓ ચીનના અંદરના પ્રાંતોમા ચાલ્યા ગયા અને ચ્યાગે પોતાનો રાજ્યકારભાર પરદેશી લોકોની મૂડીથી અને સહાયથી ચલાવવા માડયો

પરદેશીઓએ ચ્યાંગને પૈસા, સલાહ વગેરેની મદદ આપી કારણ કે તેઓ જાપાનની વધતી જતી મહત્ત્વાકાંક્ષાને તથા રશિયાના ચીનમા વધતા જતા પ્રભાવને અટકાવવા માગતા હતા ચીન બળવાન હોય તો જ આ વસ્તુ બની શકે અને તેથી પરદેશીઓની છત્રછાયા તળે નવીન ચીન જાપાન અને રશિયા સામે થવાની તૈયારી કરવા લાગ્યુ

*એશિયાની આ વધતી જતી જાગૃતિ તરફ જાપાનનુ દુર્લક્ષ*

નહોતું યુરોપના રાજ્યોને ચીનમાં જે સ્વાર્થ હોય તે કરતાં નજીક રહેલા જાપાનને વધારે હોય એ દેખીતું છે વાસ્તવિક રીતે ચીન તરફ આટલે બધે દૂર આવેલી સત્તાઓનો સ્નેહ ઊભરાઈ જાય એ અસંભવિત છે એ સત્તાઓ તો જાપાની આક્રમણની સામે પોતાના હિતોનું સંરક્ષણ કરવા માગતી હતી ચીનની સ્વાતંત્ર્યની ભાવનાઓના ઓઠા નીચે તેઓ જાપાન સામે ચીનને વધેરવા માગતી હતી જાપાને પણ પોતાના પગલા ભરવા માડ્યા તેણે પોતાની શરૂઆત મંચૂરિયામાંથી કરી

ઈ સ ૧૯૩૧ ના સપ્ટેમ્બરની ૧૮ મીએ મંચૂરિયામાંના જાપાની લશ્કરે ટોકિયોને પૂછવાની ગરજ પણ જોયા વગર આક્રમણ શરૂ કરી દીધું અને ૧૯૩૨ ની આખર સુધીમાં તો ઉત્તરના ત્રણ પ્રાંતો સુધી તેમણે પોતાનો કાબૂ જમાવી લીધો ત્યાર પછી તો એક પછી એક દર વરસે ચીનના પ્રાંતો ચીનથી અલગ થતા ગયા અને જાપાન તેને પચાવતું ગયું ૧૯૩૧ માં મંચૂરિયા ગયું, ૧૯૩૨ માં શાંગહાઈ ઉપર ચડાઈ થઈ, ૧૯૩૩ માં જેહોલ ગયું ૧૯૩૪ માં પૂર્વ હોપે પ્રાંત ગયો, ૧૯૩૫ માં હોપે અને ચહાર પ્રાંતો ગયા અને જાપાની લોકો ચીનની દીવાલ નજીક પહોચી ગયા

આ બધા પ્રદેશો આમ એક પછી એક જાપાન કેમ પચાવતું ગયું એની લશ્કરી વિગતોની સાથે આપણને આજે નિસ્બત નથી પણ જાપાનની આટલી બધી પ્રગતિ થયા છતાં ગ્રેટબ્રિટન, અમેરિકા અને રશિયાએ કેમ કંઈ કર્યું નહિ એ પ્રશ્ન સહેજે ઉત્પન્ન થાય છે

મંચૂરિયા ઉપરની ચડાઈ વખતે અમેરિકાએ સખત વિરોધ ઉઠાવ્યો પણ ગ્રેટબ્રિટને અમેરિકાને આ બાબતમાં ઝાઝું કોઠું આપ્યું નહિ એના અનેક કારણો હતા અમેરિકા વિરોધ ઉઠાવવા સિવાય વિશેષ કંઈ કરી શકે એમ નહોતું કારણ કે આ બાજુ અમેરિકાના લશ્કરી થાણા નહોતા બ્રિટિશ લોકોનું પણ માનવું સિવાય બીજું એક

મજબૂત થાણુ માલ્ટાથી પૂર્વમા નહોતું સિંગાપુરનુ થાણુ હજી તૈયાર થયુ નહોતુ વળી આ વખતે જે નિઃશસ્ત્રીકરણની વાતો ચાલતી હતી તેને પરિણામે તથા ૧૯૨૧ મા થયેલા વોશિંગ્ટન કરારોને પરિણામે પૂર્વમા લશ્કરી દૃષ્ટિએ કશી તૈયારી થઈ શકી નહોતી જ્યારે જાપાનનાં પોતાના વહાણો કામશ્ચાટકાના દ્વીપ ત્યાથી માડીને ફીલીપાઈન્સમા આવેલ લુઝોન ટાપુ સુધી નિર્ભય રીતે પોતાના જ મહાસાગરમા ફરી શકે એમ હતુ ચીનને કિનારે આવલી ટાપુઓની હારમાળા જાપાનના હાથમા હોવાથી ચીનમા આવતી મદદ એ સફળતાપૂર્વક અટકાવી શકે એમ હતુ, અને સાથેસાથ પોતાના વ્યવહાર માર્ગોનુ સુન્દર રીતે રક્ષણ કરી શકે એમ હતુ

જાપાનને આર્થિક દૃષ્ટિએ સહન કરવુ પડયુ હતુ ખરુ, પરતુ એના ઉપાય તરીકે જ તેઓએ મુલકગીરીને વધાવી લીધી હતી અને પછી તો સસ્તા માલથી દુનિયાની બજારો તેણે ભરવા માડી હતી. પોતાના દેશમા સોનાનું ધોરણ છોડી દીધા પછી આ બાબતની તેની શકિત કેટલી વધી ગઈ હતી તે આપણે અગાઉ જોઈ ગયા છીએ

આવા સયોગોમા અમેરિકાએ મચૂરિયા ઉપરના આક્રમણનો વિરોધ કર્યો ખરો, પણ તે પોતે રાષ્ટ્રસઘનું સભ્ય નહોતુ રશિયા પણ સભ્ય નહોતુ જ્યારે ગ્રેટબ્રિટનની જાપાનને છ છેડવાની મરજી નહોતી રાષ્ટ્રસઘ જાપાનની સામે આર્થિક પગલા ભરી શ ત, તે બિરને ન થવા દીધુ વળી આમ જાપાનનો વિરોધ કરવામા અમેરિકા અને ગ્રેટબ્રિટનના વેપારીઓનો પણ વાધો હતો કારણ મચૂરિયામા લડવુ એ દૂર હોવાથી આ યુદ્ધ ઘણુ લાબુ ચાલે એવો સભવ હતો વળી જાપાન જે આ બન્ને દેશો પાસેથી પુષ્કળ માલ લેતુ હતુ તે માલ લેતુ બધ થાય તો વેપારીઓને ઘણી ખોટ આવે પરિણામે કોઈ પણ યુરોપી પ્રજાના અસરકારક વિરોધને અભાવે ૧૯૩૭ સુધી જાપાન ર હરકતે આગળ વધી શકયુ

મચૂરિયામા જાપાનના આશ્રય તળે સ્વતંત્ર રાજ્ય સ્થપાયા પછી ઉત્તરના પ્રાંતોમા પણ આવી જ જાતનું સ્વતંત્ર રાજ્ય સ્થાપવા માટે જાપાને ચીનની નાનકિંગની સરકારને દબાવવા માડી ચ્યાગ કાઈ શેકની પૂરતી તૈયારીને અભાવે અને હજી યુરોપિયન પ્રજાઓની પૂરતી આખ ઊઘડી નહોતી તેથી આમા પણ જાપાન આસ્તે આસ્તે ફાવતુ ગયુ

ખાસ કરીને તો જાપાનને બે બાબતોએ વિશેષ સગવડતાઓ કરી આપી પ્રથમ બાબત ૧૯૩૧ પછી અને ખાસ કરીને ૧૯૩૩મા જર્મનીમા હિટલરે પોતાના હાથમા સત્તા લીધા પછી યુરોપનુ વાતાવરણ ગભીર થઈ ગયુ યુદ્ધના વાદળ ઘેરાવા લાગ્યા આ વખતે ઇગ્લાડે જાપાનની સધિ જો કે તોડી હતી છતા મૈત્રી ચાલુ રાખી હતી. કારણ કે તેને પૂર્વના ઇંગ્લાડના હિતો સાચવવાનું સોંપેલું હતુ ઇગ્લાડે પોતાનો નૌકા કાફલો અને બધુ બળ આટલાટિક અને ભૂમધ્યમા એકઠુ કરવા માડયુ હતુ આ વખતે જો જાપાન સાથે યુદ્ધમા ગ્રેટબ્રિટન ઊતરે તો હોગકોગ, સિંગાપુરના થાણા તથા અતિ દૂર સુધી ફેલાયેલ સામ્રાજ્યનુ રક્ષણ કરવાનુ સામર્થ્ય ઇંગ્લાડમા નહોતુ

બીજી બાબત ગ્રેટબ્રિટનનો સામ્યવાદી સોવિયેટ રાજ્યતંત્રસામેનો અણગમો ચીનને જાપાન સામે તેણે બળવાન બનાવવા માડયુ હતુ પણ એમ કરવા જતા ચીનમા સોવિયેટની સત્તા મજબૂત થવા લાગી હતી સોવિયેટ રાજ્યસ્થાપનાથી જો કોઈને વધારે નુકસાન થયુ હોય તો તે ફ્રાસ તથા ગ્રેટબ્રિટનને ચીનમા ગ્રેટબ્રિટનના ઘણા પૈસા રોકાયેલા છે ચીનના અદરના ભાગોમા સોવિયેટતંત્ર સ્થપાઈ ચૂકયુ હતું. ચીનના સોવિયેટ પ્રાંતો અને રશિયાએ સ્થાપેલ ઉત્તરનુ સોવિયેટ મોગોલિયા બન્નેય વચ્ચે જો સહકાર સધાય તો ચીનમાથી ગ્રેટબ્રિટનને ભૂડે હાલે પાછા ફરવુ પડે, અને રોકેલા પૈસા બધા પાણીમાં જાય. એટલે મચૂરિયા અને ચીનના ઉત્તરના પ્રાંતોમા જાપાન આગળ વધે એમા ગ્રેટબ્રિટન હવે થોડે ઘણે અશે રાજી પણ હતુ અદર અદરના આ વિરોધોનો લાભ જાપાનને ઘણો સારો મળી ગયો

હિરનરે રાજ્યસૂત્રો હાથમાં લીધા પછી શ્રેગષિગ્નનું ધ્યાન યુરોપમાં રોકાતાં જાપાનમાં હિંમત આવી. તેણે વોશિંગ્ટન કરારો અને ત્યાર પછી તેનું લંડનમાં થયેલ પુનરાવર્તન બન્નેને ફગાવી દીધાં અને પોતાના દૂર સુધી વિસ્તરના સામ્રાજ્ય માટે ૫ ૫ ૩નું પ્રમાણ પૂરતું નથી એવી ઘોષણા કરીને નવો નૌકા કાફલો બાંધવાનું શરૂ કરી દીધું. પછી તો પૂર્વ એશિયામાં હવે જાપાન જ શાંતિ જાળવી રાખશે, યુરોપિયન પ્રજાઓએ અહીં માથું મારવાની કશી જરૂર નથી એવું સ્પષ્ટ શબ્દોમાં તેણે સમજાવી દીધું અને જાપાનનો મનરો સિદ્ધાંત કહેવામાં આવે છે.

જાપાનની આ જાહેરાતે પૂર્વના રાજકારણમાં અતિ અગત્યનો પલટો આણ્યો. "જનરલ હીરોટાએ ૧૯૩૪માં જાહેર કર્યું કે, પૂર્વ એશિયાની કમાનનો મુખ્ય આધારનો પથ્થર જાપાન છે. આખા પૂર્વ એશિયાની શાંતિ સાચવવાનું કામ જાપાનનું જ છે." જાપાનના પરદેશ ખાતા તરફથી જાહેર કરવામાં આવ્યું કે—

"પૂર્વ એશિયાની શાંતિ સાચવવાના કાર્યમાં આપણે એકલાએ જ આપણી સ્વતંત્ર જવાબદારી ઉપર આવવાનું છે. પૂર્વ એશિયામાં શાંતિ જાળવવાના માર્ગમાં જાપાનનો સહકાર કરી શકે એવો કોઈ દેશ હોય તો તે એકલો ચીન છે. બીજો કોઈ દેશ આ કાર્યમાં સહકાર કરી શકશે નહિ. કોઈ પણ પ્રકારની મદદ—પછી તે આર્થિક હોય કે બીજા પ્રકારની હોય—ને બહાને પણ બીજી પરદેશી સત્તાઓ એકત્ર થઈને કોઈ સંયુક્ત પગલાં ભરશે તો તેને રાજકીય મહત્ત્વનાં ગણવામાં આવશે. સિદ્ધાંત તરીકે જાપાને આવાં કોઈ પણ પગલાંનો વિરોધ કરવો જ પડશે."

આ જ સિદ્ધાંતનું સ્પષ્ટીકરણ કરતાં વોશિંગ્ટનમાંના જાપાની એલચીએ કહ્યું કે—

"ચીન માટે શું સારું છે કે શું નરસું છે તે નક્કી કરવાનું કાર્ય માત્ર જાપાનનું જ છે. આથી ચીનને મદદ કરવાની કોઈ પણ

ચોજના શરૂ કરતા પહેલા જો વેપારીઓ ટોકિયોની સલાહ લેશે તો એમા તેમને લાભ છે. "

આ પ્રમાણે યુરોપના ગજને સામે મોરચો ગોઠવવા માડતી વખતે જ બીજી બાજુથી ઉત્તર ચીનમાના પોતાના પ્રવેશની તૈયારીઓ જાપાને ચાલુ જ રાખી હતી ૧૯૩૬મા જાપાની પરદેશમત્રી હીરોટાએ ચીન પાસે ત્રણ પ્રકારની માગણી કરી (૧) મચુકુઓના સ્વતત્ર રાજ્યનો સ્વીકાર કરવો, (૨) ચીનમાના સામ્યવાદીઓને કડક હાથે દાબી દેવા, અને (૩) ચીનનુ ગજ્યતત્ર જાપાની સલાહકારોની સલાહ મુજબ ચલાવવાનુ સ્વીકારવુ આ બધુ કરવા પાછળ ઉત્તર ચીનમા જાપાનને પોતાનુ વર્ચસ્વ સ્થાપવુ હતુ, રશિયા અને ચીન વચ્ચે ફાચર પાડવી હતી, નાનકિંગની ચીની સરકાર અને ઉત્તર ચીનને જુદા કરી દેવા હતા, અને ચીન, મચુકુઓ અને જાપાનનુ મળીને એક આર્થિક મડળ સ્થાપવુ હતુ કારણ ઉત્તર ચીનમા ચીનના ઘઉના ૩૩ ટકા પેદા થતા હતા, ઊન ૯૦ ટકા પેદા થતુ હતુ, ચીનના કુલ કોલસાનો ૭૦ ટકા જેટલો કોલસો આ ભાગમા હતો, અને લોખડનો જથ્થો ચીનના કુલ જથ્થાનો ૪૬ ટકા જેટલો આ પ્રદેશમા હતો આ બધી લાલચ જાપાનને હતી

એક બાજુથી આ રાજકારણી દમાણ જ્યારે ચીન ઉપર લાવવામા આવતુ હતુ ત્યારે ઉત્તર ચીનની વેપારીઓની પ્રવૃત્તિ આનાથી પણ આગળ વધી ગઈ હતી જાપાનની સિરજોરીને લીધે વગર જકાતે પાર વગરનો માલ ચીનમા દાખલ થવા લાગ્યો હતો કોઈ ચીની અમલદાર આ દાણચોરી અટકાવી શકતો નહોતો એક વેપારીને જ્યારે પૂછવામા આવ્યુ કે દાણચોરીમા તમે કઈ કઈ વસ્તુ ઘુસાડી શકો છો, ત્યારે તેણે હસતા હસતા જવાબ આપેલો કે માત્ર હાથીને અમે છુપાવી શકતા નથી, એ સિવાયની કોઈપણ ચીજ ગમે તેટલા પ્રમાણમા લઈ જઈ શકાય છે આ વેપારથી દર અઠવાડિયે

ચીનની સરકારને લગભગ ૨૦ લાખ ડોલરનું નુકસાન થતું હતું. ચીનની સરકારની આ છડેચોક અવહેલના ક્યાં સુધી ચાલી શકે?

સામ્યવાદીઓએ આની સામે જેહાદ ઉપાડી. તેની સામે થવા માટે ચ્યાંગ કાઇ શેકે જે સરદારને રવાના કર્યો તે સરદાર તથા તેનું સૈન્ય જ સામ્યવાદીઓ સાથે ભળી ગયું. આખરે તેને દાબી દેવા માટે જ્યારે ચ્યાંગ કાઈ શેક પોતે રણે ચડયો ત્યારે તે તથા તેનો રસાલો કેદ પકડાયાં. ત્યાર પછી ચીનના રાજકારણમાં એકદમ પલટો આવ્યો. ચ્યાંગ જેલમાં હતો તે દરમ્યાન તેનામાં ફેરફાર થયો. તેણે સામ્યવાદીઓ સાથે જાપાનીઓને હાંકી કાઢવાની બાબતમાં સમાધાની કરી લીધી. ચ્યાંગને છોડવામાં આવ્યો અને ત્યારપછી ૧૯૩૭ના જુલાઈની ૭ મી તારીખે એક પૂલ પાસેના નાનકડા બનાવમાંથી જાપાન ચીન વચ્ચે યુદ્ધ શરૂ થઈ ચૂક્યું જે આજે સાડા ચાર વરસ વીતી ગયાં છતાં હજી પૂરું થયું નથી. અલબત્ત, ઘણા અગત્યના ભાગો જાપાનના અમલ તળે ચાલ્યા ગયા છે, પણ ચીના લોકો અંદરના ભાગમાં હજુ લડયા કરે છે, અને એ પ્રકરણનો હજુ સુધી અંત આવ્યો નથી. એમાંથી જ જાપાને આખરે અમેરિકા અને ગ્રેટબ્રિટન બન્ને સાથે યુદ્ધ શરૂ કરી દીધું છે. જેનું પરિણામ તો હવે ભાવિ નક્કી કરશે.

## [૭] પૂર્વના રાજકારણના પ્રવાહો

**પાસિફિકમાં** સર્વોપરિ સત્તા મેળવવા મથતી અથવા તો પોતાનાં હિતો સાચવી રાખવા અને તેમાં વધારો કરવા મથતી ચાર મહાસત્તાઓ ગ્રેટબ્રિટન, અમેરિકા, સોવિયેટ રશિયા અને જાપાનની આજની નીતિ શી છે? રાજકારણ પરિસ્થિતિ પ્રમાણે બદલાતું રહે છે. અને જે વખતે પોતાના દેશને જે વસ્તુ કરવી ઠીક લાગે તે પ્રમાણે પગલાં બદલવાં પડે છે એ તો રોજની બનતી બાબત ગણી શકાય. આવાં ઊલટાસૂલટી પગલાં શા માટે ભરવામાં આવે છે તે ઘણી વાર આપણને સમજાતું નથી કારણ કે આપણે તે તે રાજ્યનું મુખ્ય ધ્યેય સમજ્યા હોતા નથી. જો એ મૂળ ધ્યેય-નીતિ સમજાય તો ઘણી વાર આવા ન સમજાતા બનાવોનો ઉકેલ પણ મળી રહે છે. આ દૃષ્ટિએ આપણે હવે ઉપર બતાવેલા મહારાજ્યોની નીતિ કેવા પ્રકારની હતી અને છે તે તપાસીશું. ૧૯૩૭ પછીની હકીકત ઉપર આપણે વધારે ધ્યાન આપીશું.

(૧)

પાસિફિકમાં રીતસર સત્તા તરીકે ગ્રેટબ્રિટને પ્રથમ સ્થાન મેળવ્યું. શરૂઆતમાં તેનાં હિતોની આડે આવનાર કોઈ હતું નહિ. જે કોઈ

હતા તેને પહોંચી વળવા જેટલી તેનામાં શક્તિ પણ હતી. પણ વીસમી સદીની શરૂઆતમાં ગ્રેટબ્રિટનની આ સર્વોપરિ બીનહરીફ સત્તા ટકી નહિ. ઉત્તરમાંથી રશિયા મંચુરિયામાં પ્રવેશ કરવા માગતું હતું અને યુરોપમાં જર્મનીનો નવો ડર શરૂ થયો હતો. ગ્રેટબ્રિટન એકી સાથે બન્ને ભાગોમાં સંરક્ષણ કરવા અસમર્થ હતું. તેને મિત્રની જરૂર પડી અને તેણે જાપાનની મૈત્રી સાધી.

૧૯૦૨ માં એંગ્લો–જાપાનીઝ કરાર થયા. અને એ કરારમાં ૧૯૦૫ માં સુધારો વધારો કરીને એને પાકા કરવામાં આવ્યા. રશિયાને આગળ વધતું અટકાવવા માટે પ્રથમ તો આ કરારો થયા. એ કાર્ય જાપાને સફળ પણ કરી બતાવ્યું. આથી જાપાન પણ યુરોપની શક્તિની સાથે બેસી શકે એમ છે એ વાત સિદ્ધ થઈ. અંગ્રેજોને જાપાનની કિંમત હવે વધારે સમજાઈ. યુરોપમાં જેમ જેમ જર્મનીની સત્તા વધતી ગઈ તેમ તેમ પોતાના કેન્દ્રથી દૂર પડેલા મુલકોનાં રક્ષણનો પ્રશ્ન તેને મૂંઝવતો ગયો. અને તેથી જાપાનની સાથે કરેલી સંધિ પાકી કરી નાખવામાં આવી ત્યારથી ૧૯૨૧માં વૉશિંગ્ટન કરારો થયા ત્યાં સુધી એ સંધિ અખંડિત રહી.

પૂર્વનાં હિતોનું અને હિંદુસ્તાનનું પણ વખત આવે સંરક્ષણ કરવામાં જાપાને મદદ આપવી એવી કલમ આ નવા કરારમાં ઉમેરવામાં આવી. ત્યારથી જાપાનની મૈત્રી સાચવી રાખવી અને પૂર્વની લૂંટમાં તેની ભાગીદારીમાં ગ્રેટબ્રિટને હવે પોતાનો વેપાર અને રાજકારભાર ચલાવવો એ નીતિ ગ્રહણ કરવામાં આવી. પૂર્વનાં હિતોના ચોકિયાત (watch dog) તરીકે જાપાનને ગણવામાં આવ્યું. આ માટે જાપાનને સગવડ આપવી જોઈએ. ચીનનું શોષણ કરવાના કાર્યમાં આવી સગવડ જાપાનને આપી. દક્ષિણ ચીનમાં બ્રિટિશ હિતો રહે અને ઉત્તર ચીનમાં જાપાન પોતાનાં હિતો વધારે એવી સમજણ પણ કરવામાં આવી.

આ કરારોનો હેતુ ઉપર જણાવ્યા મુજબ રશિયાને દક્ષિણ

વિરુદ્ધ થયો આપણી જાપાન સાથેની મૈત્રીની સધિનું સ્વરૂપ બદલાયુ પાસિફિકની આસપાસના દેશોએ એ ભાગમા શાતિ સ્થાપવા માટે જે આપસઆપસમા સમજણુ કરી એમાં આપણે પણ ભળ્યા પરતુ દૂર પૂર્વના પ્રદેશોની શાતિનો ખરો આધાર ઇગ્લાડ અને જાપાનની મૈત્રી ઉપર જ છે '

તે વખતના બ્રિટનના પરદેશી મત્રી સર ઑસ્ટીન ચેમ્બરલેને જાહેર કર્યુ કે, " વિસ્તૃત અને વિશાળ ધોરણે થયેલી સમજૂતીને લીધે આ કરારોનો અત આવેલ છે છતા જે દિવસે એ સધિ કરવામા આવી હતી તે દિવસે જે ભાવનાઓ અમારા મનમા હતી એ જ ભાવનાઓ હજી એવીને એવી જ તાજી છે અમે માત્ર એ સધિના શબ્દોને વફાદાર છીએ એટલુ જ નહિ પણ તેના આત્માને પણ વફાદાર છીએ એ બાબતની નોધ જાપાન લે એવી હુ આશા રાખુ છુ "

મચૂરિયાના બનાવ વખતે રાષ્ટ્રસઘની અવગણના કરીને જાપાને ત્યા પગપેસારો કર્યો આ વખતે જ્યારે અમેરિકાએ આ બાબતનો સજ્જડ વિરોધ કર્યો ત્યારે ગ્રેટબ્રિટન ઠડુ રહ્યુ ગ્રેટબ્રિટન નિર્બળ હતુ અને જાપાનને છછેડવા માગતુ ન હોતુ અમેરિકાની થોડી ઘણી ખફગી વહોરીને પણ જાપાનને બ્રિટને આ વખતે બચાવી લીધુ

ત્યાર પછી જાપાનની હિમત વધવા લાગી તેણે પૂર્વ એશિયામાથી પરદેશીઓને હાકી કાઢવાનુ બીડુ ઝડપ્યુ *Hands off China'* 'ચીન ઉપરથી હાથ ઉઠાવી લો' ની નીતિની જાપાને ઘોષણા કરી આ વખતે પણ જાપાનની મૈત્રી તોડવાનુ બ્રિટને મુનાસબ ધાર્યુ નહિ. બ્રિટનની આ નબળાઈ જાપાન પારખી ગયુ હતુ તેથી એણે પોતાની આગળ વધવાની નીતિ ચાલુ જ રાખી ગ્રેટબ્રિટનના ચીનમાના હિતો આખરે જોખમમા મુકાયા

ચીનમા ગ્રેટબ્રિટનનો આજે ઓછો વેપાર નથી પણ બીજી થાપણો બૅકો ઉદ્યોગો, રેલવે વગેરેમા થઈને ઘણા પૈસા રોકાયેલા છે બે જુદા જુદા લેખકોએ આના આકડા તારવી કાઢ્યા છે તે

પ્રમાણે ઈ સ ૧૯૩૦માં ચીનમાં બ્રિટનની મૂડી ૧ અબજ ૧૮ કરોડ ૯૨ લાખ ડૉલરની હતી અને ૧૯૩૪મા આ મૂડી ૧,૨૦,૨૦ લાખ ડૉલરની થઈ હતી આ આશરે સવા અબજ ડૉલરની મૂડીને ધક્કો ન લાગે એ ગ્રેટબ્રિટને જોવાનું હતું એ હિતો જાપાન સાથે લડવાથી સચવાવાને બદલે તેની સાથે સમજણ કરી લેવાથી વધારે સચવાશે એવુ માનનારો પક્ષ પ્રબળ હતો મંચૂરિયાના બનાવ પછી ત્યા એક આર્થિક કમિશન મોકલવામા આવ્યુ આ કમિશને મંચુકુઓ અને જાપાનની મુલાકાત લીધી કમિશનના પ્રમુખ સેનિગ્માને ટોકિયોમા એક મુલાકાત આપતા જણાવ્યુ કે, " લગભગ દરેક સમજુ બ્રિટન એંગ્લો–જાપાનીઝ કરારોને પુનર્જીવિત કરવામા માને છે એ હુ કહી શકુ એમ છુ "

આ કમિશનને ચીનમા સારો આવકાર મળ્યો, પણ મંચુકુઓ કે જાપાનમા તેને કોઈએ કોઠુ ન આપ્યુ જાપાન બ્રિટનની મૈત્રી ટકાવવા માટે બહુ ઈંતેજાર નહોતુ ઇંગ્લાંડને પોતાના હિતોના જોખમો વધારે જણાવા લાગ્યા એમા પણ જ્યારે જાપાની માલથી દુનિયાની બજારો ઊભરાવા લાગી અને તે તે બજારોમાથી બ્રિટિશ માલને રુખસદ મળવા લાગી અને મંચૂરિયામા તો તેને માટે લગભગ દ્વારો બંધ થઈ ગયા ત્યારે આખરે બ્રિટને પોતાના સામ્રાજ્યના મુલકોમા જાપાની માલ ઉપર ભારે જકાતો નાખી આ પગલુ લેવાયા છતા નીતિ તો જાપાનના પક્ષપાતની જ રહી હતી

આ અરસામા જાપાનના મુત્સદ્દીઓની ભાષા અને ગ્રેટબ્રિટનના મુત્સદ્દીઓની ભાષામા ઘણો તફાવત માલમ પડે છે જાપાન બ્રિટન સાથે લડવાની ભાષા વાપરતુ હતુ, જ્યારે ગ્રેટબ્રિટન મૈત્રીનો શાંતિપાઠ જપ્યા કરતુ હતુ પરદેશીઓને હાંકી મૂકવા અને એમ કરતા યુદ્ધ કરવુ પડે તો તેમ કરવા પણ જાપાન તૈયાર જ હતુ લેફ્ટેનન્ટ કમાંડર ટોટા ઈશિમારુ નામના લેખકે એક પુસ્તક ( Japan Must Fight Britain ) લખ્યુ છે તેમાં તે લખે છે —

"ઇંગ્લાંડની હવે પડતી થવા લાગી છે જાપાનની ઉન્નતિ શરૂ થઈ છે બન્નેની અથડામણ થવી જ જોઈએ, કારણ કે પોતાની પાસે જે છે તેને સાચવી રાખવાનો ઇંગ્લાંડ પ્રયત્ન કરે છે, જ્યારે જાપાનને મુલકો મેળવ્યા સિવાય છૂટકો નથી

"ઇંગ્લાંડ પાસે પુષ્કળ મુલકો છે, તેમાંથી થોડોક હિસ્સો તે જતો કરી શકે એમ છે જાપાનની પાસે મુલકો પૂરતા પ્રમાણમા નથી, અને જાપાનને તો આ નવા મુલકો એટલે જીવનમરણનો પ્રશ્ન છે બ્રિટને પોતાની પ્રતિષ્ઠાને ગળી જવી જોઈએ, છટકબારી મૂકવી જોઈએ અને અથડામણ અટકાવવી જોઈએ ઊગતા સૂર્યના સામ્રાજ્યને મંચૂરિયા અને ચીનમા ગમે તે કરવાની સંપૂર્ણ છૂટ હોવી જોઈએ, તેમજ ઑસ્ટ્રેલિયામા અમારે માટે દ્વાર ખુલ્લા મૂકીને અમને આવકારવા જોઈએ. . . .

"જો બ્રિટન આ પ્રશ્નનું ખરુ મહત્ત્વ નહિ સમજે તો, બ્રિટિશ સામ્રાજ્યની નબળાઈનો, મરથાનોના વિરોધનો અને બ્રિટિશ કાફલાની નિર્બળતાનો જાપાન લાભ લેશે જ્યારે આ નૌકા કાફલો સાતે સમુદ્ર ઉપર વેરાયેલો પડ્યો હશે ત્યારે અચાનક જાપાન એના ઉપર હુમલો કરશે જાપાની જીતોની પહેલી નેમ ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલાંડ હશે હોંગકોંગ તો તુરત જ લઈ લેવામા આવશે અને હિંદુસ્તાનને ચડાઈ કરીને મદદ કરવામા આવશે "

જાપાનના અમલદારોની આ ભાષા અને ભાવના હતા છતા ગ્રેટબ્રિટન હજી જાપાન સાથે ગમે તે ભોગે મૈત્રી ટકાવી રાખવા માગતુ હોય એમ જણાય છે માર્ક ગાયન (Mark Gayn) નામનો લેખક લખે છે કે—"બ્રિટિશ સ્ત્રી તથા પુરુષોને નગ્ન કરવામા આવતા હતા, તેમની ઝડતી લેવામા આવતી હતી, તેમને માર મારવામાં આવતો હતો, ભૂખ્યા રાખવામા આવતા હતા અને જેલમા પૂરવામા આવતા હતા, ગ્રેટબ્રિટનની મહત્તા અને પ્રતિષ્ઠા સૈનિકોના હાથનુ

ગમકક થઈ પડી હતી, તેમ છતા બિચારી (!) સરકાર કશુ કરી શકી નહિ "

ત્રિએન્ટસીનના મામલાને અગે લૉર્ડ હેલિફાક્સ બોલ્યા હતા કે—"ટોકિયોની સરકાર ગ્રેટબ્રિટનની દૂરપૂર્વની પ્રતિષ્ઠા અને નીતિને જાણી જોઈને ચેલેન્જ આપવા માગતી હોય એમ હુ માનતો નથી આજ સુધી અનેક વાર જાહેરાત કર્યા મુજબ દૂરપૂર્વમાં આવેલા ગ્રેટબ્રિટનના હિતોનો નાશ કરવાનો તેમનો ઈરાદો નથી એની જો સાબીતી જાપાન આપી શકે, તો મને લાગે છે કે ટીએન્ટસીનનો મામલો સમાધાનીથી પતી જાય એમ છે "

ઈ સ ૧૯૩૮મા આમસભા સમક્ષ ભાષણ આપતા વડા પ્રધાન મી ચેમ્બરલેઈને બોલ્યા હતા કે—

"પુષ્કળ મૂડીના રોકાણ વગર ચીનને પૂરી રીતે વિકસાવી શકાય એમ નથી આ યુદ્ધમા ઘણી મૂડીનો નાશ થાય છે આથી તો ઊલટુ જ્યારે યુદ્ધ પુરુ થશે ( ચીન-જાપાનનુ યુદ્ધ ) ત્યારે ઘણી વધારે મૂડી ચીનમા રોકવાની જરૂર પડશે આ મૂડી કોણ આપવાનુ છે? જાપાન એ મૂડી પૂરી પાડી શકે એમ નથી એ સ્પષ્ટ છે એક સદ્ગૃહસ્થ એવી કલ્પના કરે છે કે ભવિષ્યમા ચીનના વેપારનો ઈજારો જાપાન રાખી લેશે, અને આપણને ત્યાંથી સદતર હાંકી મૂકવામા આવશે હું કહુ છુ કે આપણે ઉપર બતાવેલી નક્કર હકીકતોને માનવા તૈયાર નથી '

ઈંગ્લાડના વડાપ્રધાનની આ ભાષા ઘણુ ઘણુ બોલે છે જાપાનની સામે આજે પગલા ભરવાની જરૂર નથી કારણ કે યુદ્ધ પૂરુ થયા પછી આખરે મૂડી માટે આપણી પાસે જ જાપાને આવવુ પડશે આપણે તે વખતે ફરી જાપાનને મૂડી આપશુ વધારે પ્રમાણમા આ મૂડી જોઈશે એટલે આજે જે નુકસાન થાય છે તે ભરપાઈ પણ

થઈ થશે. આવી લાલચો આપીને તો ઊલટું ખુદ વડા પ્રધાન પોતે જ નક્કર હકીકતોને માનવા તૈયાર નહોતા એમ માનવું પડે છે. જાપાન તરફની આ જાતની મૈત્રીની ભાષા કે તેને ન છેડવાની ભાષા પણ તે ક્યારે બોલે છે? વડા પ્રધાનના ઉપરના ભાષણ અગાઉ થોડા દિવસ ઉપર જ જાપાનના પરદેશ મંત્રી પ્રિન્સ કોનોયે બોલ્યા હતા કે—

"દુનિયાની પ્રજાએ પૂર્વની પરિસ્થિતિનો પણ સ્વીકાર કરવો જોઈએ. ભૂતકાળમાં ચીન બીજી પ્રજાઓની સામ્રાજ્યવાદી લાલસાનો ભોગ થઈ પડેલો દેશ હતો. આ પરિસ્થિતિમાં ધરમૂળથી ફેરફાર કરવાની જરૂર છે એમ જાપાન માને છે, અને ન્યાય ઉપર સ્થપાયેલી શાંતિ અને નવી વ્યવસ્થા પૂર્વ એશિયામાં સ્થાપવા માગે છે...જાપાન બીજી સત્તાઓના સહકારની ના પાડતું નથી, તેમજ તે બીજી પ્રજાઓના વાજબી હક્કોને નુકસાન પહોંચાડવા માગતું નથી. જો આવી પ્રજાઓ જાપાનના સાચા હેતુઓને બરાબર સમજે, અને પેદા થયેલી નવી પરિસ્થિતિને અનુકૂળ પોતાની નીતિ ઘડે તો જાપાન તેમની સાથે સહકાર કરવામાં આનાકાની નહિ કરે..."

ભાષા રાજકારણની છે છતાં અર્થ ઘણો સ્પષ્ટ છે. ઇંગ્લાંડે એ અર્થ સમજવો જોઈતો હતો. છતાં પણ ચેમ્બરલેઈનના ઉપરના વક્તવ્ય ઉપરથી જોઈએ છીએ કે ઇંગ્લાંડની નીતિ જ બધાં અપમાનો ગળી જઈને પણ જાપાન સાથે મૈત્રી રાખવાની હતી. જાપાનને ઇંગ્લાંડ હરાવી શકે એવી સ્થિતિમાં નહોતું રહ્યું અને લીધે જ તેણે આ નીતિ સ્વીકારી હતી. અને જો તેનું ચાલ્યું હોત તો આ વખતે પણ તે જાપાન સાથે યુદ્ધમાં ઊતરત નહિ. પણ આજે યુનાઈટેડ સ્ટેટ્સ અને જાપાન વચ્ચે યુદ્ધ શરૂ થયા પછી ઇંગ્લાંડને છૂટકો નહોતો. કારણ જે વખતે ઇંગ્લાંડને યુરોપમાં કોઈ મિત્ર રહ્યો નહોતો, અને હિટલર સામે એકલે હાથે લડવાનું આવ્યું ત્યારે માત્ર યુનાઈટેડ સ્ટેટ્સે તેને મદદ આપી. એટલે જાપાન સામેના તેના યુદ્ધમાં ઊતર્યા

વગર ગ્રેટબ્રિટનને છુટકો નહોતો. હજી હમણાં જ ઈંગ્લાંડના વડા પ્રધાન મિ. ચર્ચિલે પાર્લામેંટ સમક્ષ બોલતાં જણાવ્યું હતું કે, "યુનાઈટેડ સ્ટેટ્સ યુદ્ધમાં ઊતરવાનું છે એવી ખાતરી ત્યાં સુધી ન થાય ત્યાં સુધી કોઈ પણ ભોગે જાપાનની સામે અથડામણમાં ન ઊતરવું એવી અમારી કેબિનેટની નીતિ હતી."

દૂરપૂર્વના રક્ષણની આખી યોજના ઈંગ્લાંડે જાપાનની મૈત્રી ઉપર જ કરેલી. પણ જ્યારે જાપાન સામે યુદ્ધનો વારો આવ્યો ત્યારે આ આખી યોજના ભાંગી પડી અને ઈંગ્લાંડને સખ્ત ફટકા પણ સહન કરવા પડ્યા.

## ( ૨ )

યુનાઈટેડ સ્ટેટ્સે ૧૮૫૪ માં જાપાનનાં દ્વાર ખોલ્યાં. ૧૯૨૧ સુધી ગ્રેટબ્રિટનની નીતિ અનુસાર જ ચાલવાનું તેણે નક્કી કર્યું હતું. કારણ, આ સમયમાં ગ્રેટબ્રિટનની તાકાત પાસિફિકમાં ઘટવા લાગી હતી, પણ અમેરિકાની ઝાઝી વધી શકી નહોતી. સ્પેન પાસેથી જીતી લીધેલ ફિલિપ્પાઈન્સ ટાપુઓ પોતાના દેશથી ઘણે દૂર આવેલા હતા. ત્યાં સુધી પહોંચવાના માર્ગમાં આવતા ટાપુઓ આ માટે તેણે કબજે કરવા માંડ્યા હતા. છતાં ગ્રેટબ્રિટનની મદદ વગર ફિલિપ્પાઈન્સનું રક્ષણ કરી શકાય એમ નહોતું.

૧૯૨૧ પછી યુનાઈટેડ સ્ટેટ્સ ઘણું આગળ આવ્યું. તેની મદદથી મહાયુદ્ધ જિતાયું હતું અને ગ્રેટબ્રિટન ટકી રહ્યું હતું. દરેક દેશને તેણે પૈસા ધીર્યા હતા. એટલે હવે તે દેણદાર મટીને લેણદાર બન્યું હતું. તેના વેપારીઓ તથા ઉદ્યોગપતિઓની મહત્ત્વકાંક્ષાઓ હવે પાસિફિકની પેલે પાર આવેલા અણવિકસેલા દેશો તરફ પહોંચવા લાગી હતી. આથી તેની નીતિમાં પણ પલટો આવવા લાગ્યો.

ઈંગ્લાંડની છત્રછાયા તળે વધારે બળવાન થતા જતા જાપાન

તરફ હવે તેનુ ધ્યાન ગયુ જાપાનની વધતી જતી સત્તા અટકાવવી જોઈએ એમ તેને લાગવા લાગ્યુ પાસિફિક ઉપર અને પાસિફિકની સામે પાર પણ અમેરિકાનાં હિતો છે એ સાચવવા માટે પાસિફિકનો કાબૂ મેળવવાની તૈયારી તે કરવા લાગ્યુ તેના આ કાર્યમા તેની હરીફાઈ જાપાન જ કરી શકે એમ હતુ પાસિફિકની હવે પડોની હરીફાઈમા બ્રિટનની ગણતરી થઈ શકે એમ નહોતુ જાપાન અથવા અમેરિકા એમાથી એક જ પાસિફિકમા બળવાન થઈ શકે

ચીનમા પણ અમેરિકાના હિતો વધવા લાગ્યા અલબત્ત હજી આજ સુધી ચીનમા ગ્રેટબ્રિટનની જ મૂડી વધારે છે, છતા અમેરિકાની મૂડી પણ કાઢી નાખવા જેવી ન જ ગણાય ઈ સ ૧૯૩૦ મા અમેરિકાની ચીનમાની મૂડી ૧૯,૬૮ લાખ ડૉલર જેટલી હતી તે વધીને ૧૯૩૪ મા ૨૩ કરોડ ડૉલર થઈ આ જ અરસામા ગ્રેટબ્રિટનની મૂડીમા જેટલા ટકાનો વધારો થયો હતો તે કરતા અમેરિકાની મૂડીમા વધારો થવા લાગ્યો હતો અને હજી ઘણો થવા સભવ હતો વેપારમા પણ ચીનના કુલ વેપારના ત્રીજા ભાગનો વેપાર યુનાઈટેડ સ્ટેટ્સ સાથે છે યુનાઈટેડ સ્ટેટ્સમાથી ચીનની આયાતનો ચોથો ભાગ આ છે, જ્યારે ચીનની નિકાસનો ત્રીજો ભાગ યુનાઈટેડ સ્ટેટ્સ લે છે

આ બધા વધતા જતા હિતોને સાચવવાનો પ્રશ્ન અમેરિકાના રાજકારણમા મહત્ત્વનુ સ્થાન ધરાવવા લાગ્યો આમા જાપાનની વધતી જતી સત્તા આડખીલીરૂપ હતી જાપાન પોતાની સત્તા વધારીને એ પ્રદેશોમાથી બધા યુરોપિયન અને અમેરિકન હિતોને કાઢી મૂકે એ યુનાઈટેડ સ્ટેટ્સ સહન ન કરી શકે આથી જ મચુરિયાના બનાવ પછી તેણે જાપાનને દબાવવાના પ્રયત્નો કરેલા પણ અગ્રેજોએ ટેકો ન આપ્યુ એટલે અમેરિકાને શાત બેસી રહેવુ પડયુ

અમેરિકન લોકો માને છે કે પૂર્વમા જાપાન જો બળવાન થશે તો તેથી આખરે અમેરિકન લોકોને નુકસાન થશે અમેરિકાના આર્થિક

હિતો ચીનની આર્થિક ઉન્નતિ સાથે સંકળાયેલા છે જો જાપાન ચીનમાં અનુચિત હસ્તક્ષેપ કરે અને એ પ્રદેશની ખીલવણી કરવાનું કાર્ય પોતાના જ હાથમાં રાખી લે તો અમેરિકાને એટલો ગેરલાભ થાય છે તેથી હરકોઈ ઉપાયે જાપાનને બળવાન થતું અટકાવવું જોઈએ દૂરપૂર્વના પ્રશ્નોની ચર્ચા કરતા "અમરેશિયા" નામના એક નિયતકાલિકમાં આવેલા લેખમાં ઉપર બતાવેલી ભાવના જોવા મળે છે. એમાં લખનામાં આવ્યું છે —

"દૂરપૂર્વની બજારો અને તેમાં પણ ખાસ કરીને ચીનની બજારોમાં જો આપણને છૂટથી પ્રવેશવા દેવામાં ન આવે તો યુનાઈટેડ સ્ટેટ્સની આર્થિક સ્થિરતા લાંબો વખત ટકી શકે નહિ. સ્વતંત્ર અને વિકસિત થયેલ ચીનની સાથેના વેપારમાં અમર્યાદ શક્યતાઓ રહેલી છે જાપાનના સમસ્ત એશિયાનું એક સામ્રાજ્ય ઘડવાના સ્વપ્નની ધૂનમાં ભાગીને ભૂક્કો થયેલ ચીન સાથે યુનાઈટેડ સ્ટેટ્સ પોતાનો વ્યાજબી વ્યાપાર લાંબો વખત ચલાવી શકશે નહિ એમ ખુશીથી કહી શકાય કે યુનાઈટેડ સ્ટેટ્સ દૂરપૂર્વના પ્રદેશોમાંથી હવે પીછેહઠ કરશે તો તેનાથી તેની આર્થિક સ્થિરતા જોખમાયા વગર રહેશે નહિ"

વાસ્તવિક રીતે જોતા આજે તો યુનાઈટેડ સ્ટેટ્સનો વેપાર ચીન કરતા જાપાન સાથે વધારે છે જેટલી ચીજો ચીન ખરીદે છે તે કરતા જાપાન વધાર ખરીદે છે હમણા હમણા તો જાપાને પુષ્કળ ખરીદી કરવા માંડી હતી તાત્કાલિક વેપાર આમ જાપાન સાથે ચીન કરતા વધાર હોય તો પણ જાપાન આખરે પગભર થવા માટે આ બધુ કરતુ હતુ એકવાર પગભર થવા પછી અમેરિકાને એ ખસતુ મેલી દે ત્યારે અમેરિકાનો વેપાર તૂટી પડે જ્યારે ચીનમાં વિકાસને ઘણો અવકાશ છે ચીન જ્યારે સ્વતંત્ર થાય ત્યારે તેને વિકસાવવા માટે મૂડી આપનાર દેશ અમેરિકા જ હોય કારણ તેની પાસે જ વધાર મૂડી છે આ ભવિષ્યના લાભનો વિચાર કરીને જ અમેરિકા જાપાનને પોતાનો દુશ્મન ગણવા લાગ્યુ હતું

ચીને યુદ્ધ શરૂ કર્યાં પછી અમેરિકાએ ત્યાં અમલે રોકેલાં લાખો રૂપિયા જાય પણ એમ હતું. તેના પૈસા પાછા મેળવવા એ પણ અમેરિકાનો સ્વાર્થ હતો. સૌ કરતાં વધારે તો ફિલિપાઈન્સમાં જાપાન જે પ્રવૃત્તિઓ ચલાવવા માંડ્યું હતું અને ત્યાં ધીમે ધીમે ઘૂસવા લાગ્યું હતું એનો ડર પણ લાગતો હતો. ફિલિપાઇન્સ છોડવા અમેરિકન લોકો તૈયાર થવા હતા ખરા, પણ જાપાનના ડરથી છોડે તો નામોશી ગણાય. વળી સંસ્થાનો રાખવા એમાં પણ આજના જમાનાની મોટી પ્રતિષ્ઠા છે. આ પ્રતિષ્ઠાની હાનિ થવા દેવા અમેરિકન લોકો તૈયાર કેમ થાય?

ચીન સાથે જાપાને યુદ્ધ શરૂ કર્યાં પછી જાપાન–અમેરિકાનો આ વિરોધ તીવ્ર થવા લાગ્યો હતો. જાપાન તરફ અમેરિકન લોકો ઘૃણા રાખવા લાગ્યા હતા. જાપાનને દબાવી દેવું જોઈએ એ એમનું ધ્યેય હતું. ચીનને જાપાન ગળી જઈ શકે તો આ ધ્યેય સાધી ન શકાય.

આ ધ્યેય સિદ્ધ કરવા અમેરિકાએ નીચેની બાબતોને પોતાની નીતિનું કેન્દ્ર બનાવી હતી—(૧) ચીનની વહીવટી અને મનકી અખંડિતતા સાચવી રાખવી. તેનો વહીવટ તેને સ્વતંત્ર રીતે કરવા દેવો તથા તેમાંથી બિલકુલ મુલક છૂટો પડવા દેવો નહિ. (૨) પૂર્વના પ્રદેશોમાં દરેક દેશને વેપાર તથા મૂડી માટે દ્વાર ખુલ્લાં મળવાં (Open Door Policy)

આ નીતિનો અમલ કેમ કરવો? ચીનની અખંડતા સાચવી રાખવી હોય તો જાપાન હારવું જોઈએ. અથવા જાપાને ચીનનો પગ ચીનમાંથી બહાર કાઢવો જોઈએ. સમજાવટથી જાપાન આ કાર્ય ન કરે તો કાં તો અમેરિકાએ જાપાન સામે યુદ્ધ શરૂ કરવું જોઈએ અથવા તો ચીન જાપાન સામે લડયા કરે અને આખરે જાપાનને હરાવે એ ઉદ્દેશથી ચીનને પૂરતા પ્રમાણમાં સાધન સરંજામ મોકલવો જોઈએ. અમેરિકન લોકો હમેશાં યુદ્ધવિરોધી વલણ બતાવતા રહ્યા છે. પોતે દુનિયામાં જે રીતે બધા ખંડોથી દૂર આવેલા છે એ

જોતાં દુનિયાથી અલિપ્ત રહી શકે એમ તેમને લાગે છે અને તેથી દૂરથી મદદ કરવી પણ યુદ્ધમાં ન ઉતરવું એવી જાતનો અમેરિકન કોંગ્રેસે એક કાયદો પણ ઘડ્યો હતો. યુદ્ધથી જાપાનને ન હટાવવાય તો ચીનને મદદ મોકલવાનો રસ્તો લેવાનો. આ રસ્તો અમેરિકાએ ચાલુ રાખ્યો આજે સાડા ચાર વરસથી ચીન જાપાનની સામે ઝઝૂમી રહ્યું છે તેમાં આ મળતી મદદનો ઘણો મોટો હિસ્સો છે. આ મદદનું પ્રમાણ ધીમે ધીમે વધતું જ ગયું.

બીજો રસ્તો હતો જાપાનને અમેરિકામાંથી યુદ્ધસાહિત્ય મોકલવામાં અટકાયત કરવી. હમણાં હમણાં અમેરિકાએ આ પગલાં પણ લેવા માંડ્યાં હતાં. કઈ ચીજો ઉપર અંકુશ મૂકવો, કઈ ઉપર ન મૂકવો એ બધું નક્કી કરીને વસ્તુઓ મોકલવાનું ઓછું કરવામાં આવ્યું. છેલ્લે છેલ્લે તો લગભગ બધી જ વસ્તુઓ જાપાનને મોકલવાનું બંધ થવા આવ્યું હતું. આની સાથેનું જ પગલું યુનાઇટેડ સ્ટેટ્સમાં આવતા જાપાનીઝ માલ ઉપર અંકુશ મૂકવાનું. તે અંકુશો પણ મૂક્યા.

યુદ્ધ શરૂ થયું તે વખતની યુનાઈટેડ સ્ટેટ્સની નીતિ ઉપર બતાવ્યા પ્રમાણેની હતી. જાપાનને અમેરિકન લોકો આગળ વધવા દેવા માગતા નહોતા, પણ તેની સાથે લડાઈમાં ઊતરવા પણ આખો દેશ તૈયાર ન હોતો. ખરી રીતે અત્યારે પણ અમેરિકા જાપાન સાથે લડવા માગતું ન હોતું, પણ અમેરિકા ભવિષ્યની આવા પ્રકારની લડાઈની તૈયારી કરતું હતું એટલે જાપાન અત્યારે જ લડાઈ પતાવી દેવા માગતું હતું.

## (૩)

ઝારશાહીના જમાનામાં રશિયા કેમ આગળ વધવા માગતું હતું તથા તેને ૧૯૦૪ માં ગ્રેટબ્રિટનની સહાયથી જાપાને કેમ અટકાવી રાખ્યું એ આપણે તપાસી ગયા છીએ. એ કાળ સુધી રશિયાની

નીતિ પાસિફિકના બંદર સુધી પહોંચવાની હતી ત્યાંથી મંચૂરિયામાં ઊતરીને પછી ચીન ઉપર પોતાનો અધિકાર જમાવવો હતો પરંતુ જાપાને તેને હરાવ્યા પછી રશિયાની આ મહત્ત્વાકાંક્ષા ઉપર અંકુશ મુકાયો

૧૯૧૭ મા ત્યા સામ્યવાદી રાજ્યક્રાતિ થઈ તે ક્રાતિ પછી થોડો વખત તો રશિયાને દાબી દેવાના સ્વપ્ના સેવાયા મિત્ર રાજ્યોએ ચારે બાજુથી તેના મુલક ઉપર હલ્લો કર્યો જાપાને પણ આ વખતે પૂર્વ સાઈબીરિયામા પ્રવેશ કર્યો પરંતુ આ પ્રયત્ન યશસ્વી ન થયો જાપાને આખરે પૂર્વ સાઈબીરિયા ખાલી કર્યું સોવિયેટની પોતાની નીતિ તો પોતાના પડોશી રાજ્યો સાથે શાંતિ સાચવી રાખવાની જ હતી તેમજ જે કોઈ દેશ પરદેશી મૂડીવાદીઓના શોષણમાથી છૂટવા માગતો હોય તેને એ કાર્યમા મદદ કરવાની હતી.

મંચૂરિયામા થઈને રશિયાની એક રેલવે લાઈન વ્લાડીવોસ્ટોક જતી હતી આ રેલવે લાઈનને અંગે જાપાનની સાથે અથડામણ થવાનો સંભવ હતો પણ રશિયાએ બનતા લગી આ અથડામણો ઓછી કરવાનો જ રસ્તો અખત્યાર કર્યો હતો

૧૯૩૧મા મંચૂરિયામાં જાપાને પ્રવેશ કર્યો ત્યારે પરિસ્થિતિ વિષમ બની હતી ખરી છતા રશિયા કઈ બોલ્યુ નહિ રશિયા રાષ્ટ્રસઘનુ સભ્ય પણ નહોતુ અમેરિકાએ બીજા રાજ્યોને જ્યારે જાપાનના આ આક્રમણનો વિરોધ કરવા માટે આગ્રહ કર્યો ત્યારે રશિયાને સભાર્યું નહિ અને રશિયાએ તેની દરકાર પણ ન કરી રશિયા હજી પોતાની તૈયારીઓમા પડયુ હતુ પોતાની સરહદમા જ એટલુ બધુ કાર્ય કરવાનુ હતુ કે બહાર તેણે પોતાની નજર ફેરવવાનુ માંડી વાળ્યુ હતુ ૧૯૨૭મા તેણે ચીનને મદદ કરેલી પણ ત્યાર પછી ચ્યાગ કાઈ શેકે સામ્યવાદીઓને કચડી નાખવા બીડુ ઝડપ્યુ હતુ અને ચીનની સરકાર સાથેના રશિયાના સબધો બગડેલા હતા

ત્યાર પછીના વરસોમાં પણ આ નીતિ રશિયાએ ચાલુ રાખી. ૧૯૩૩માં મંચૂરિયન બનાવ ઉપર બોલતાં રશિયન પરદેશમંત્રી લિટ્વીનોફે કહેલું —

"જાપાને બે વરસ પહેલાં પોતાની લશ્કરી હીલચાલો શરૂ કરી દીધી હતી તે વખતે તેની કલ્પના એવી હતી કે આ હીલચાલો સોવિયેટ સામે છે એમ જાહેર કરવાથી દુનિયાની બીજી સત્તાઓ જાપાનના આ અન્યાયી પગલાં સામે તિરસ્કારથી નહિ જુએ પણ ઊલટું જાપાનના આ કાર્યમાં નૈતિક સહકાર આપશે. અમે જાપાનને કહીએ છીએ કે અમારો ઈરાદો તમને કદી ધમકી આપવાનો નથી, અમારે તમારો કોઈ પ્રદેશ જોઈતો નથી, અમે આજ સુધી રહેતા આવ્યા છીએ એ જ રીતે હવે પછી પણ તમારી સાથે શાંતિથી રહેવા માગીએ છીએ અમે તમારા હક્કો અને હિતોને માન આપીશું, અને તમારે અમારા હક્કો અને હિતોને માન આપવું જોઈએ"

રશિયાની જાપાન પ્રત્યેની નીતિનો ખ્યાલ આના ઉપરથી સારી પેઠે આવી શકશે જાપાન સાથેનું ઘર્ષણ ઓછું કરવા માટે મંચુકુઓમાં આવેલી રેલવે પણ રશિયાએ જાપાનને સોંપી દીધી

જાપાન સાથે યુદ્ધમાં ન ઊતરવું પડે એની કાળજી રશિયન લોકો રાખતા હતા, તેનો અર્થ એવો તો નહોતો જ કે રશિયન લોકો જાપાનથી ડરતા હતા જાપાન પણ આ બાબત બરાબર સમજે એ માટે તેમણે પોતાના પૂર્વના ભાગનું સંરક્ષણ કરવાની જબરદસ્ત તૈયારીઓ કરવા માંડી પૂર્વનું લશ્કર જ જુદું રાખ્યું વ્લાડીવોસ્ટોકમાં દરેક પરિસ્થિતિને પહોંચી વળવા પૂરતી વ્યવસ્થા કરી રાખી હતી, અને હજી આજે પણ છે

જો કદાચ જાપાન હુમલો કરે જ તો તેને સફળતાપૂર્વક પાછો હઠાવવા માટેની આ તૈયારી હતી જાપાનના મુલક ઉપર રશિયાને જવું નહોતું, પણ જાપાન રશિયાના મુલક ઉપર પગ મૂકે

તો રશિયા તે સહી લેવા પણ તૈયાર ન હોતું આ અખરદારી રશિયા સતત રાખ્યા જ કરતુ હતુ અને એટના જ હેતુથી પૂર્વના લશ્કરને પશ્ચિમના લશ્કરથી તદ્દન સ્વતંત્ર અને સપૂર્ણપણે સજ્જ રાખેલ છે.

આ ઉપરાંત ચીન-જાપાનનુ યુદ્ધ શરૂ થયા પછી સામ્યવાદીઓ અને ચ્યાંગ કાઈ શેકનો પક્ષ બન્ને સહકારથી જાપાન સામે લડતા હતા. આથી તેને મદદ પહોચાડવી એમ રશિયા પોતાની ફરજ માનતુ હતું આમ કરવામા બીજો ઉદ્દેશ એ પણ હતો કે ચીનને મદદ મલ્યા કરે તો ચીન જાપાન સામે લડ્યા કરે, જાપાન યુદ્ધમા રોકાયેલું રહે, અને તો પોતાની તૈયારી કરી લેવા પૂરતો સમય મળે આથી આ મદદ પહોચ્યા કરે એની પણ તે ખબરદારી રાખતુ હતુ પણ આ મદદ મોકલવાનું કાર્ય સરળ નહોતું વચ્ચે ઉજ્જડ પ્રદેશ અને રણો આવતા હતા. તેમા થઈને રસ્તો બનાવીને મદદ મોકલવામા આવતી હોવાથી તેનુ પ્રમાણ પણ ઝાઝુ નહોતુ છતા આ મદદ તો જાપાનના વિરોધની અવગણના કર્યા વગર ચીનને મલ્યા કરે એવો રશિયાનો નિરધાર હતો રશિયા પોતાના ધ્યેયવાદથી ચ્યુત થયુ નહોતુ.

ઉપર બતાવ્યા પ્રમાણેની નીતિ લગભગ ૧૯૪૧ સુધી ચાલુ રહી હતી ૧૯૩૫-૩૬ મા જર્મની જાપાન અને ઈટાલિએ સામ્યવાદ વિરોધી સઘ બનાવ્યો હતો, છતા રશિયા અને જાપાનના શાંતિભર્યા સબધો સચવાઈ શકયા હતા બન્ને દેશો વચ્ચે મચુકુઓ અને સાઈબેરિયા કે મોંગોલિયાની સરહદ ઉપર વારવાર લશ્કરો વચ્ચે ઝપાઝપીઓ થતી, પણ એ બધાનો ઉકેલ શાંતિભરી રીતે જ લાવવાનો રશિયાએ આગ્રહ રાખ્યો હતો ૧૯૩૮નો ચાગ કુફેંગના બનાવમા અને ૧૯૩૯ મા મોંગોલિયા-મચુકુઓની સરહદ ઉપર બનેલા બનાવમા જાપાનને નમતુ જોખતુ પડયુ ત્યારથી જાપાનને પણ રશિયાનો પરચો મળી ચૂકયો તેણે પણ હાલ તુરત રશિયાને છંછેડવાનુ પસદ ન કર્યુ અને દક્ષિણ તરફ જ પોતાની નજર દોડાવી

આજ સુધી હજી આ નીતિ ચાલુ છે. જાપાને સાઈબીરિયા તરફ આગળ વધવાને બદલે પ્રથમ દક્ષિણના વધારે સમૃદ્ધ મુલકો તરફ આગળ વધવાનું નક્કી કર્યું. યુરોપમાં મહાયુદ્ધ શરૂ થયું ત્યારે જર્મની અને રશિયા વચ્ચે સંધિ થઈ હતી એ અરસામાં જાપાને પણ રશિયા સાથે એક સંધિ કરી છે. આ સંધિ ૧૯૪૧ ના એપ્રિલમાં કરવામાં આવી છે. સોવિયેટ અને જાપાન વચ્ચેની તટસ્થતાની આ સંધિ છે. આ સંધિનો મુખ્ય સાર છેઃ—

(૧) બન્ને દેશો વચ્ચે શાંતિભર્યા મિત્રાચારીના સંબંધો જાળવી રાખવા; (૨) બન્ને દેશોના પ્રદેશોની અખંડતા જાળવી રાખવી અને એક બીજા ઉપર હુમલો ન કરવો; અને (૩) આખા યુદ્ધ દરમ્યાન તટસ્થ રહેવું.

આ સંધિ કરતી વખતે ચીનને મદદ આપવાનો પોતાનો હક્ક રશિયાએ સાચવી રાખ્યો છે. એટલે તેને પોતાના ધ્યેયથી ચ્યુત થવું પડતું નથી. શાંતિ જાળવવાની તો તેના અગાઉથી જ ચાલતી આવેલી નીતિ છે. એટલે આ સંધિથી કાંઈ ને ગુમાવવાનું નથી. ચીનને મદદ મળ્યા કરે એટલો જાપાનને વાંધો ખરો, પણ ઝાઝી મદદ પહોંચી નહિ શકે એ હિસાબે જાપાન એ વાત ગળી ગયું જણાય છે. એના બદલામાં તેને દક્ષિણમાં જતી વખતે રશિયાની મૈત્રી સચવાઈ રહે છે, અને પોતાના દેશનું એ બાજુથી સંરક્ષણ કરવાની ચિંતા રહેતી નથી.

ત્યાર પછી જર્મની અને રશિયા વચ્ચે યુદ્ધ શરૂ થયું છતાં જાપાને જર્મનીના મિત્ર તરીકે રશિયા ઉપર પૂર્વ બાજુએથી હુમલો કર્યો નથી. જાપાને અમેરિકા અને ગ્રેટબ્રિટન સામે બે માસ પહેલાં યુદ્ધ શરૂ કર્યું ત્યારે રશિયા ગ્રેટબ્રિટનનું અને અમેરિકાનું મિત્ર હોવા છતાં તેણે પણ જાપાન સામે યુદ્ધ શરૂ કર્યું નથી.

## [૮] પાસિફિકની સત્તાઓનું બલાબલ

### (૧)

**પા**સિફિકની આ ચાર મહાશક્તિઓનું યુદ્ધકાળમાં શસ્ત્રબળ કેટલું એ વિચારવાનું રહે છે. યુદ્ધ શરૂ થતી વખતે કેટલું હતું એનો ખ્યાલ તથા આજે યુદ્ધ ચાલુ છે ત્યારની પરિસ્થિતિ એ બન્નેનો ખ્યાલ આપણને આવી શકે એમ છે. જો કે ૧૯૩૬ પછી તો સમસ્ત દુનિયામાં શસ્ત્રવૃદ્ધિ એટલી ઝપાટાભેર થવા લાગી હતી કે એક વર્ષના આંકડા બીજે વરસે ખોટા પડે. કોઈ રાજ્ય આમાં વિશેષ પ્રગતિ કરતું હતું તો કોઈ રાજ્ય ધીમી પ્રગતિ કરતું હતુ, પણ દરેક રાજ્યની આગેકૂચ ચાલુ હતી. બીજી બાબત આ આંકડાઓ સંબંધેની ગુપ્તતા છે. દરેક રાજ્ય પોતાનું બળ કેટલું છે તે બીજાથી છુપાવવાનો જ પ્રયત્ન કરતું હતું, જ્યારે કોઈ કોઈ વળી હોય તે કરતાં શક્તિ વધારે દેખાડવાનો પણ પ્રયત્ન કરતુ હતું. આવી અનિશ્ચિત પરિસ્થિતિમાં અહીં આપવામાં આવેલા આંકડામાં થોડો ઘણો તફાવત હોવાનો સંભવ હશે, પરંતુ એકંદરે એ આંકડા સંપૂર્ણ સત્ય નહિ તો પણ સત્યની આજુબાજુના લાગ્યા છે એટલે એટલા ટાંકયા છે.

રીતસરનાં લશ્કર અને સાધનો ઉપરાંત સાધનો પેદા કરવાની

દરેક રાષ્ટ્રની શક્તિ કેટલી છે, એનો પણ વિચાર યુદ્ધક્ષમતાને અંગે કરવો જરૂરી હોય છે. યુદ્ધ જો વિદ્યુદ્વેગી બની જાય તો આ યુદ્ધ-ક્ષમતાનો વિચાર ગૌણ બને ખરો, પણ યુદ્ધ જો લંબાય તો યુદ્ધ-ક્ષમતા વિશેષ અસરકારક બની શકે દરેક શક્તિના બળાબળનો વિચાર કરતાં સાથે સાથે આ યુદ્ધક્ષમતા પણ વિચારવી જરૂરી છે.

પાસિફિકના આ યુદ્ધમા રશિયા હજી સુધી અલગ રહ્યું છે. જાપાને પોતાની સગવડ ખાતર રશિયા સાથે યુદ્ધ શરૂ કર્યું નથી. અને રશિયાએ પણ સગવડ ખાતર જાપાન સાથે યુદ્ધ શરૂ નથી કર્યું. પરંતુ રશિયાએ હમેશા પૂર્વના પ્રશ્નને પશ્ચિમ જેટલું જ મહત્ત્વ આપ્યું છે સોવિયેટ તંત્ર સ્થપાયા પછી રશિયાએ પૂર્વમાં નવા મુલકો મેળવવાની ઇચ્છા કદાપિ કરી નથી. પણ ૧૯૨૭ સુધી એશિયાનાં રાજ્યો જો સામ્યવાદી થવા માટે પ્રયત્ન કરે તો તેમાં મદદ આપવાની નીતિ ચાલુ જ રાખી હતી. ચીનને એ રીતે મદદ આપીને રાજ્યક્રાંતિમાં મદદ કરેલી આપણે જોઈએ છીએ. આખરે ત્યા સામ્યવાદી રાજ્ય-ન સ્થપાયુ ત્યાર પછી મોગોલિયામા રશિયાના રક્ષણ તળે એક સોવિયેટ પ્રજાતત્ર સ્થપાયુ ત્યાથી ચીનના અંદરના ભાગોમા સ્થપાયેલ સોવિયેટ પ્રાંતોને મદદ આપવાની નીતિ ચાલુ હતી, પણ કદી આ બાજુ આક્રમણકારી પગલું ભરવાનુ રશિયાએ વિચાર્યું નથી આમ આ બાજુના પ્રશ્નમા આક્રમણનો વિચાર નહોતો; રક્ષણનો વિચાર હતો.

રશિયાને મોટો ડર જાપાનનો જ હતો જાપાન જેમ જેમ શક્તિ વધારતું ગયું તેમ તેમ રશિયાએ પણ પોતાના રક્ષણની વ્યવસ્થા વધારવા માડી. ત્યારથી જાપાન-જર્મની-ઈટલિના ત્રિપક્ષી કરાર થયા ત્યારથી રશિયાની આ બાજુ પૂરી જોખમમા મુકાઈ હતી કારણ આ સધિ કરવામા જર્મનીની નેમ રશિયાને બે બાજુથી દબાવવાની હતી. જ્યારે પશ્ચિમમા જર્મની રશિયા ઉપર હુમલો કરે, ત્યારે પૂર્વમાથી જાપાન પણ સાઇબીરિયા ઉપર હુમલો કરે આમ બે બાજુથી રશિયા સીંસાઈ જાય રશિયાએ પણ આ ભયને પહોચી વળવા કમ્મર કસી હતી.

રશિયાનું લાલ લશ્કર જગવિખ્યાત થઈ ચૂક્યું હતું. યુદ્ધ શરૂ થયું ત્યારે ૧ કરોડથી સવા કરોડ જેટલું લશ્કર તેની પાસે હતું. આ લશ્કરને નવા પ્રકારની શસ્ત્રસામગ્રી આપીને તૈયાર કરવામાં આવ્યું હતું. આખા દેશમાં સ્વદેશનું અને સોવિયેટ તંત્રનું રક્ષણ કરવાની ભાવના પણ અતિ પ્રબળ બનાવી હતી. દુનિયાને આ લાલ લશ્કરનો જબરો ભય લાગતો હતો.

આજના જમાનાની યુદ્ધસામગ્રી જેવી કે ટૅંકો, મોટરો અને વિમાનો પણ ઘણાં બનાવ્યાં હતાં. રશિયાની ટૅંકો વધારેમાં વધારે વજનદાર હતી. મોટરો પણ પૂરતા પ્રમાણમાં તૈયાર હતી અને વિમાનોનું ઉત્પાદન પણ ઝપાટાભેર વધવા લાગ્યું હતું. લડાઈ શરૂ થઈ ત્યારે જ તેની પાસે પહેલી હરોળમાં મૂકી શકાય એવાં ૬૫૦૦ વિમાનો હતાં એમ કહેવાય છે. આવડી મોટી સંખ્યા જર્મની પાસે પણ હતી. રશિયા એક જથ્થે આવેલ દેશ છે વિસ્તાર ઘણો મોટો છે. આવડા મોટા વિસ્તારમાં અને વળી એક જથ્થે આવેલા વિસ્તારમાં વિમાનોનું મહત્ત્વ ઘણું મોટું છે એ રશિયાને જર્મની કરતાં વહેલું સૂઝી ગયું હતું, અને તેથી રશિયાએ વિમાનો તરફ ઘણું લક્ષ રાખેલું. પૅરેશૂટમાંથી ઊતરવાની કળા શીખવાની રશિયાએ પહેલ કરી હતી. દરેકે દરેક નાના કસ્બામાં એકાદ મોટા મિનારા ઉપરથી પૅરેશૂટ મારફત ઊતરવાની રમત એ તો રશિયાની એક પ્રિય રમત થઈ પડેલી હતી. વિમાનો મારફત નાની ટૅંકોને દુશ્મન લશ્કરની પાછળ લઈ જવાની શરૂઆત પણ રશિયાએ કરેલી અને લશ્કરી દેખાવો વખતે આવા પ્રયોગો તેમણે કરી બતાવેલા. આમ વિમાનો પાછળ રશિયાએ ઘણી તૈયારી કરેલી.

ઈ. સ. ૧૯૩૭ માં રશિયા પાસે ૧૦,૦૦૦ ટૅંકો હતી, દોઢ લાખ ટૅક્ટર્સ હતી, અને ૧ લાખ મોટર એંજીનો હતાં. ૧૯૩૮માં ૧૫ થી ૨૦ હજાર જેટલી ટૅંકો હતી. આ હિસાબે ૧૯૪૧ માં જ્યારે તેને યુદ્ધમાં ઊતરવાનો વારો આવ્યો ત્યારે સારી સંખ્યામાં ટૅંકો હોવી જોઈએ.

રશિયાને સમુદ્ર ઓછો હોવાથી નૌકા કાફલો પ્રમાણમા ઓછો હતો. પણ તેમા પણ સારી રીતે વૃદ્ધિ થવા લાગી હતી ૧૯૩૭ ની શરૂઆતમાં તેની પાસે કુલ અઢી લાખ ટનનો નૌકા કાફલો હતો

• રશિયાએ પોતાની બધી તૈયારી બે સરહદોને પહોચી વળવા માટે કરી હતી બન્ને બાજુની સરહદ વચ્ચે અતર ઘણુ હોવાથી બન્ને બાજુઓના લશ્કરોને સપૂર્ણ રીતે અલગ અલગ તૈયાર કરવામાં આવ્યાં હતા એક બાજુનુ લશ્કર લડવામા રોકાયુ હોય તો પણ બીજી બાજુના લશ્કરને સપૂર્ણ રીતે સજ્જ રાખી શકાય, એટલી તૈયારી કરી નાખી હતી આપણને તો પાસિફિકની બાજુનુ મહત્ત્વ વિશેષ છે

પૂર્વમા તેનુ ઉત્તમ બદર વ્લાડિવોસ્ટોક આ બદરે રશિયાએ સપૂર્ણ તૈયારી કરી હતી ૩૦ લાખ માણસોની લાલસેના કાયમ આ જગાએ તૈયાર રાખવામા આવતી આજે પશ્ચિમે રશિયા જીવન-મરણનો જગ ખેલે છે, તોપણ પૂર્વના લશ્કરને હજી સપૂર્ણપણે સજ્જ રાખેલુ છે, અને કહે છે કે ત્યાથી બિલકુલ ખસેડ્યુ નથી જાપાનના આક્રમણને પહોચી વળવા માટેની આ તૈયારી છે સેનાની સખ્યાના પ્રમાણમા વિમાનો, ટેંકો વગેરે હશે જ માત્ર નૌકાકાફલાનુ પ્રમાણ જાપાનના પ્રમાણમા ઘણુ ઓછુ ગણાય વિમાનોં દળ પણ આ જગાએ ઘણુ મોટુ રાખવામા આવ્યુ હતુ વળી આ ભાગમાથી ગમે ત્યારે વધારે નવુ લશ્કર ઊભુ કરી શકાય એ ધારણાથી અહી વસ્તી વધારવાના પ્રયત્નો પણ કરવામા આવ્યા છે.

રશિયાની આ સુરક્ષિતતામા એક નબળી કડી છે રશિયાના મુખ્ય કેન્દ્રસ્થળથી આશરે પાચ સાડાપાચ હજાર માઈલ દૂર આ સરહદ આવેલી છે યુદ્ધ શરૂ થાય ત્યારે આ અતર સુધી માલ પહોચાડવો કેમ એ પ્રશ્ન ઘણો વિકટ હતો અને હજી પણ છે આજ સુધી આ રસ્તે બેવડા પાટા પણ નહોતા આથી ગાડીઓને

ફોસિગ માટે રોકાવામા પણ ઘણો સમય જતો આથી પ્રથમ કામ તેમણે બેવડા પાટા નાખવાનું શરૂ કરી દીધુ અને તે પૂરુ કર્યું બીજી વસ્તુ આ લાઇન મચૂરિયાની સરહદથી તદ્દન નજીક થઈને જતી હતી, એટલે ચિતા સ્ટેશનથી એક બીજી લાઇન જરા વધારે ઉત્તરમા નાખી છે જેથી સહેલાઈથી આ લાઇન તૂટી ન શકે વળી વ્લાડીવોસ્ટોક બદર દુશ્મનના મુલક વચ્ચે સપડાયેલુ છે નકશા ઉપરથી જોતા જણાશે કે મચૂરિયાના ઉત્તર ભાગમાથી આ લાઇન તરફ ધસારો કરીને જાપાની સમુદ્ર તરફ જાપાની લશ્કર કૂચ કરે તો વ્લાડીવોસ્ટોકનો સબધ બિલકુલ તૂટી જાય. એ બદર ઘેરાઈ જાય. ઉત્તરમા નવી કાઢેલી લાઇન આવે વખતે ઉપયોગી થાય

રશિયાના બધા કારખાના પશ્ચિમ તરફ જ આવેલાં છે આમાના મોટા ભાગના યુક્રેઇનમા છે આજે આ પ્રદેશ જર્મનોને હાથ ગયો છે આ ભય આવશે એમ રશિયનોએ અનુમાન તો કરી લીધુ હતુ. અને આ ભયને પહોચી વળવા તેમણે યુરલમા અને મધ્ય સાઇબીરિયામા નવા કારખાનાઓ છેલ્ના પાચ સાત વરસથી શરૂ કરી દીધા હતા મધ્ય સાઇબીરિયામા કોલસો તથા લોખડ પુષ્કળ મળી આવ્યા છે. આથી ત્યા ઉદ્યોગોનું જબરુ કેન્દ્ર થયુ છે દુશ્મનોના હલ્લાના માર્ગથી આ સ્થળ ઘણે દૂર આવેલુ હોવાથી આ કારખાનાઓ ઉપયોગી થાય પણ આખા રશિયાની જરૂરિયાતને પહોચી વળે એટલો માલ હજી અહીં તૈયાર થતો હશે કે કેમ એ શકાસ્પદ છે રશિયાના કારખાના હજી શરૂઆતની સ્થિતિમા છે રશિયાના લોકો ખેડુતો હતા તેઓ આવી યત્રવિદ્યામા માત્ર ૨૦ વરસથી જ કેળવાવા લાગ્યા છે આથી ટેકનિકલ બાબતોમા જર્મનોની તોલે આવી શકતા નથી એમાદ યત્ર તૂટે તો સામાન્ય જર્મન એને જેટલી સહેલાઈથી ફરી ગણુસ્ત્રેન ઉપર જ ચાલતુ કરવાની શક્તિ ધરાવે છે તેટલી શક્તિ રશિયન સૈનિકમા આવી નથી આ યુદ્ધમા આ બાબતની ખામી જણાઈ આવે છે તેમ છતા જર્મની જેવા પ્રબળ પ્રતિપક્ષીની

સામે આટના મહિના ખેચી શક્યુ અને તે પણ યુક્રેઈન ગયા છતા, એ ઉપરથી જણાય છે કે યુરલની પાછળનાં અને મધ્ય સાઇબીરિયાના કારખાના સારા ચાલતા હશે જો કે એ તૈયારી સપૂર્ણ જણાતી નથી

પાસિફિક બાજુનુ રશિયાનુ બળ ઉપર ગણાવ્યુ તેવુ ગણાય એમ્લા જાપાન સામે તો લડવા માટે તે નિ શક સમર્થ છે પણ બે સરહદ ઉપર લડવા માટે પૂરતુ ન ગણાય. સાધનસામગ્રી તેને દૂરથી લાવવી પડે એ બીજી ખામી વ્લાડીવોસ્ટોકની નજીકમા જ હજી પૂરતા પ્રમાણમા કારખાના હોવાનો સભવ નથી. ત્રીજી ખામી વ્લાડીવોસ્ટોકનો રસ્તો મચુરિયાની ઉત્તરમાથી જો કાપી નાખવામા આવે તો એ ભાગ ઘેરાઈ જાય

જાપાનની સાવ નજીકમા રશિયાનો આ ભાગ આવ્યો હોવાથી જો રશિયન વિમાનો યુદ્ધમા પહેલ કરે તો જાપાનના કારખાનાનો ઘાણ કાઢી નાખી શકે બીજી બાબત જાપાની લોકો નૌકાયુદ્ધમા જેટલા પ્રવીણ છે તેટલા જમીનના યુદ્ધમા હોય એવો સભવ ઓછો જણાય છે જર્મની સાથેનું યુદ્ધ જોતા રશિયન લોકો ઘણા મજબૂત છે એમ કબૂલ કર્યા વિના છૂટકો નથી.

હાલ તુરત તો રશિયા અને જાપાનને સધિ છે ત્યા સુધી અહીંનો પ્રશ્ન ઊભો થતો નથી જાપાનનુ ધ્યાન આજે દક્ષિણમા કેન્દ્રિત થયુ છે ત્યારે રશિયાનુ ધ્યાન અત્યારે પશ્ચિમે જર્મની સાથે લડવામા છે એટલે બન્નેને આ બાજુએ યુદ્ધ શરૂ કરવામા ઝાઝો લાભ નથી પણ બન્ને વચ્ચે ધ્યેયનો વિરોધ ઊભો જ છે બન્ને તદ્દન જુદા જ પ્રકારની દુનિયા રચવા માગે છે જાપાની લોકો સામ્યવાદના સખ્ત વિરોધી છે એટલે આજ નહિ તો આવતી કાલે પણ આ બાજુ યુદ્ધ થવાનો સભવ ઘણો છે માત્ર જાપાન દક્ષિણમા રોકાયુ છે એટલે તે ઉત્તરમા કશુ કરવા તૈયાર નથી પણ દક્ષિણનુ કાર્ય પૂરુ કર્યા પછી તે વ્લાડીવોસ્ટોક ઉપર હુમલો કરે તો નવાઈ નહિ. અથવા

ત્રિપક્ષી કરારને અંગે જર્મનીના દબાણથી પણ તેને આ બાજુ યુદ્ધમાં ઊતરવું પડે. આમ કરશે તો કોઈ મુલક મેળવવાની લાલસાથી નહિ પણ જર્મનીની દોસ્તી ખાતર અથવા જાપાનની તદ્દન નજીકમાં દુશ્મનોનું આવું મજબૂત થાણું એ છાતી ઉપર ધરી રાખેલી પિસ્તોલ સમાન ગણાય માટે આ પિસ્તોલને નકામી કરી દેવાય તો જ જાપાન સ્વસ્થ થઈ શકે પહેલ જાપાને કરવી જોઈએ. જો રશિયા આ બાબતમાં પહેલ કરે તો જાપાન આ થાણાંનો નાશ કરી શકે તે પહેલાં જાપાનના શસ્ત્રાસ્ત્રો ઉત્પન્ન કરવાના કારખાનાનો રશિયા સહેલાઈથી નાશ કરી શકે પણ પ્રશ્ન એ છે કે જર્મની સામેના યુદ્ધમાં રશિયા ફાવશે ? અને કદાચ ફાવશે અને વિજયી થશે તો પણ વ્લાડીવોસ્ટોકને પૂરતો માલ પહોંચાડી શકાય એટલું બળવાન રહેશે ?

જો રશિયા એ યુદ્ધમાં વિજયી થાય તો જાપાન આ બાજુ લડવાનું સાહસ કદાચ ન કરે, અને પોતે દક્ષિણમાં જે કંઈ વિજયો મેળવશે તેનો જ પાકો બંદોબસ્ત કરવામાં રોકાઈ જશે એમ કરવામાં જ એને લાભ છે જો જાપાન દક્ષિણમાંથી આગળ વધતું જાય છે એમ ધાર્યા કરતાં વહેલું નવરું થઈ જાય અને રશિયા–જર્મનીના યુદ્ધનો અંત ન આવ્યો હોય તો જાપાન વ્લાડીવાસ્ટોકનો નાશ કરવામાં ફાવી જાય ખરું.

(૨)

જાપાની પ્રજા સ્વભાવે જ લડાયક પ્રજા છે. અને પોતાની આ લડાયક વૃત્તિ ટકાવી રાખવાના એ સતત પ્રયાસો કરે છે. લડાયક વર્ગને ત્યાંના સમાજમાં અગ્રસ્થાન મળે છે રાજકારણમાં તો જાપાની લશ્કરખાતાના માણસો જે બાબતમાં સંમત ન થાય એવી કોઈ વસ્તુ કરી જ શકાતી નથી આ લડાયક ખમીર સાચવી રાખવા માટે જે પ્રયત્નો થાય છે તેમાં સાદાઈને એ લોકોએ ઘણું મહત્ત્વ આપ્યું છે. બાદશાહ મેજીએ ફરમાનમાં લખ્યું છે કે :—

"દરેક સૈનિકે અને નાવિકે સાદાઈને પોતાનું ધ્યેય માનવું જોઈએ. જો તમે સાદાઈને ધ્યેય તરીકે નહિ સ્વીકારો તો તમે નિર્બળ બનશો, આછકલા બનશો અને તમને વૈભવી તથા ખરચાળ ટેવો પડશે. આખરે તમે સ્વાર્થી અને કૃપણ બનશો તથા નીચતાની પરાકાષ્ઠાએ પહોંચશો; અને તો તમારી વફાદારી કે બહાદુરી તમને દુનિયાના તિરસ્કારમાંથી બચાવી શકશે નહિ."

આ છે જાપાની સૈનિકોનો આદર્શ. આથી સૈનિકોનો ખરચ પણ ઘણો ઓછો આવે છે, તેમજ અમલદારોનો ખરચ પણ ઘણો ઓછો આવે છે. લશ્કર મોંઘું નથી પડતું. વળી બીજો ગુણ છે શહેનશાહ પ્રત્યેની વફાદારી. કદાચ દુનિયાના કોઈ દેશમાં રાજા પ્રત્યેની આવી વફાદારી નહિ હોય. કહેવાય છે કે જેમ દરેક ઘરમાં પૂજા કરવાને માટે ઈશ્વરની મૂર્તિ હોય છે એવી જ રીતે જાપાનીઓના ઘરમાં શહેનશાહની છબી હોય છે. હંમેશાં ભક્તિભાવપૂર્વક તેનું પૂજન કરવામાં આવે છે. શહેનશાહને ખાતર પ્રાણ પાથરવા આ લોકો સદા તત્પર છે. મરણથી તેઓ બિલકુલ ડરતા નથી. દુશ્મનને અધીન થવા કરતાં મરણ વિશેષ પસંદ કરે છે. મરણ પ્રત્યેની આવી બેપરવાઈથી ગમે તે વિકટ સાહસો ખેડવા જાપાનીઓ તૈયાર થયા છે અને હજી થાય છે.

પોતાના લશ્કરને તેઓએ આધુનિક ઢબે તૈયાર કર્યું છે. અને હમણાં હમણાં જર્મન અમલદારો મારફત તેને કેળવ્યાનું સંભળાય છે. ટાપુ હોવા છતાં તેની નજર એશિયાના ખંડ ઉપર પણ છે જ, માટે ઈંગ્લાંડ કરતાં તેણે જમીન ઉપરનું લશ્કર તૈયાર કરવાની કાળજી વધારે રાખી છે. પ્રથમ આ લશ્કર ૨૫ લાખનું મનાતું હતું. હમણાં હમણાં તો આ લશ્કરનો આંકડો ૯૦ લાખનો બોલાય છે. જેટલી જગાએ એ આજે યુદ્ધ કરે છે એનો ખ્યાલ કરીએ તો ૯૦ લાખનો આંકડો બહુ વધારો પડતો નથી. કોઈ પણ દેશ પોતાની વસ્તીના છઠ્ઠા ભાગનું લશ્કર ઊભું કરી શકે. જાપાનની વસ્તી ૮॥ કરોડની ગણીએ તો પણ દોઢ કરોડનું લશ્કર એ ઊભું કરી શકે.

આ સૈન્યની લડવાની શક્તિનું એક માપ ચીન સાથેના યુદ્ધ ઉપરથી લોકોએ કાઢ્યું હતું. ચીનમાં આજે સાડાચાર વરસથી યુદ્ધ ચાલે છે. જાપાનીઓ પાસે યુદ્ધસામગ્રી ઉત્તમ પ્રકારની છે છતાં પણ ચીના લોકોને હરાવી શકાયા નહિ એ ઉપરથી જાપાની લોકોની લડવાની તાકાત ઓછી છે એવું અનુમાન કરવામાં આવ્યું છે. પણ વાસ્તવિક રીતે ચીના લોકોની સાથેની પહેલા વરસની લડાઈઓ એ જ ખરી લડાઈઓ હતી. યુદ્ધની શરૂઆતમાં ચીનના કિનારાની પાસેના પ્રદેશો તથા અંદરનાં મેદાનોના પ્રદેશો જાપાની લોકોએ જીતી લીધા. ત્યારપછી ચીના લોકો અંદરના ભાગમાં ગયા. એટલે ડુંગરી મુલકની અંદર જાપાની લોકો ફાવતા નથી. પરિણામે ત્રણ વરસની લડાઈ એ તો લગભગ સ્થગિત થઈ ગયા જેવી છે. ચીના સિવાય બીજી કોઈ પ્રથમ પંક્તિના સૈન્યની સામે હજી સુધી જાપાનને લડવાનું આવ્યું નથી. એટલે આ સૈન્યની કસોટી થઈ નથી. છેલ્લા ત્રણ માસથી ગ્રેટબ્રિટન અને અમેરિકા સાથેના યુદ્ધમાં તેને જે લડાઈઓ આપવી પડી—ખાસ કરીને મલાયાની લડાઈઓ—એ જમીન ઉપરની લડાઈઓ ગણાય. આજે બ્રહ્મદેશમાં પણ જમીન ઉપરની લડાઈઓ ચાલે છે. અને તેમાં જાપાની લોકો સરસાઈ મેળવી શક્યા છે. એટલે જાપાની લોકો નિર્બળ છે એ માન્યતામાં ફેર કરવો પડે એમ છે. અલબત્ત જર્મન કે રશિયન સૈનિકની તોલે જાપાની નહિ આવી શકે, પણ બ્રિટન કે અમેરિકનનો સામનો કરી શકે એટલું સમર્થ તો લાગે છે.

આ લશ્કરને તાલીમ પણ એ જ રીતે આપવામાં આવે છે. સખત શિયાળામાં અને ગરમમાં ગરમ ઉનાળામાં તેમને આખો દિવસ કૂચ કરાવીને દરેક પ્રકારની આબોહવામાં કામ કરવાની તાલીમ આપવામાં આવે છે.

વિમાનો જાપાન પાસે ઘણાં ઓછાં છે એમ માનવામાં આવતું હતું. વિમાની શક્તિ તો જાપાન પાસે છે જ નહિ, ઘણી ઓછી સંખ્યા હશે, અને તે પણ ગ્રેટબ્રિટન કે અમેરિકાનાં વિમાનોની સામે ટકી

શકે એવાં નહિ હોય, જાપાનીઓ સારા વૈમાનિકો પણ નથી, વગેરે માન્યતાઓ આ યુદ્ધ શરૂ થયું ત્યાં સુધી હતી. યુદ્ધની શરૂઆતે આ બધી માન્યતાઓને ખોટી પાડી છે. ૪૦૦૦ થી ૫૦૦૦ વિમાનો જાપાન પાસે છે એમ હવે માનવામાં આવે છે. અને તેના વૈમાનિકો પણ સારા કેળવાયેલા છે. માત્ર વિમાનોની શક્તિ ઓછી હોય એમ જણાય છે. વિમાનોની સામાન્ય ઝડપ કલાકે ૧૫૦ માઇલની છે, અને સારાં વિમાનોની ગતિ ૨૫૦ માઇલની છે. એનાથી વધારે ઝડપવાળાં વિમાનો જાપાન પાસે હજુ જણાતાં નથી.

લશ્કરને ઉપયોગી વસ્તુઓ આ જમાનામાં ટેંકો છે. આજે જાપાન પાસે ચોક્કસ કેટલી ટેંકો હશે એ કહેવું મુશ્કેલ છે. આ યુદ્ધમાં હજી સુધી મોટા પ્રમાણમાં ટેંકોનો ઉપયોગ થયો નથી. દર વરસે જાપાન લગભગ ૩૦૦૦ ટેંકો નવી પેદા કરી શકશે એવું તજજ્ઞોનું માનવું છે.

જાપાનની ખરી શક્તિ તો નૌકાસૈન્યની છે. બ્રિટનની માફક તે પણ ટાપુઓનો બનેલો દેશ છે. અને તેને જે મહાસત્તાઓની સામે થઈને પોતાનાં સ્વપ્નાં સિદ્ધ કરવાની આકાંક્ષા છે તે પણ નાવિક સત્તાઓ છે એટલે તેણે પ્રથમથી જ જહાજો બાંધીને નવો નૌકા કાફલો તૈયાર કરવા તરફ ખાસ લક્ષ આપ્યું. ઇંગ્લાંડે તેને આ બાબતમાં બધી જ મદદ આપી. એને નાવિકવિદ્યા શીખવનાર ગુરૂ ઇંગ્લાંડ જ છે. ત્યાર પછી જાપાન પોતાની આ શક્તિ વધારતું જ ગયું. વૉશિંગ્ટન કરારોમાં તેને ૫ : ૫ : ૩ નું પ્રમાણ આપ્યું ત્યારથી તેને દુનિયાની નાવિક શક્તિઓમાં ત્રીજું સ્થાન તો મળી ચૂક્યું. અને ૧૯૩૩માં તો તેણે આ સંધિને પણ ફગાવી દીધી. ગ્રેટબ્રિટન તથા અમેરિકા સામે લડવા માટે તેને હવે આ પ્રમાણ પૂરતું નથી એમ તેણે જાહેર કર્યું અને ત્યાર પછી તેણે પુષ્કળ પ્રગતિ કરી.

જાપાને પોતાના નૌકા કાફલા સંબંધે ઘણી ગુપ્તતા જાળવી છે. એટલે ખરી શક્તિનો અંદાજ તો આવી શકતો નથી. છતાં એમ

માનવામાં આવે છે કે તેની પાસે મોટી મનવારો ૧૩ થી ૧૫ જેટલી છે; કેટલાકની ગણતરી પ્રમાણે ૧૨ ભારે ક્રૂઝરો છે; ઓછામાં ઓછાં ૪ વિમાનવાહક જહાજો છે; ૩૧ હળવી ક્રૂઝરો, ૧૦૧ વિનાશિકાઓ, ૪ ટોરપીડો બોટસ અને ૬૭ સબમરીનો છે. આ યુદ્ધમાં વપરાયેલી સબમરીનો તો વળી બધા કરતાં ઝડપ, અને શક્તિમાં ચડિયાતી માલૂમ પડી છે. કેટલાક તજજ્ઞોનું તો એમ પણ માનવું છે કે જાપાન પાસે ૪૫,૦૦૦ ટનની બાર મોટી મનવારો છે. જો આંકડો સાચો હોય તો જાપાનની નૌકાશક્તિ સૌ કરતાં ચડિયાતી ગણી શકાય. ૧૯૩૩માં વૉશિંગ્ટન કરારોમાંથી મુક્તિ મેળવ્યા પછી તેણે આવાં બાંધકામો પુષ્કળ શરૂ કર્યાં હતાં, અને આ બધી બાબતો સંબંધે અત્યંત ગુપ્તતા જાળવી હતી. હજી પણ એટલી જ ગુપ્તતા જાળવવામાં આવે છે. ઈંગ્લાંડની સરખામણીએ આ બધો કાફલો મોડો બાંધવામાં આવ્યો હોવાથી નવી ટબનો છે; એટલે તેની કાર્ય-ક્ષમતા પણ વધારે હોવી જોઈએ. તેના બધા નૌકા અફસરો દુશ્મનને શરણે જવા કરતાં મરવાનું વધારે પસંદ કરે છે. પરાધીનતા કરતાં મોત સારું એ તો જાપાની લોકોનો લગભગ સ્વભાવ જ થયેલો છે. એ લોકો આત્મહત્યા કરતાં કદી ડરતા નથી, તેમ એ કાર્ય હલકું પણ માનતા નથી.

આ કાફલાને સંરક્ષણનું જ કાર્ય જો કરવાનું હોય તો સાચવવાનો પ્રદેશ નાનો છે. પોતાના ઘર આંગણાને જ સાચવવાનું છે એમ કહી શકાય. એશિયાને પૂર્વ કિનારે ઉત્તરે આવેલા ક્યુરાઈલ ટાપુ, જાપાનના ટાપુઓ, લુચુ ટાપુઓ અને ફોર્મોસા સુધી તો આખી હાર જાપાનને જ તાબે છે. ત્યારપછી વચ્ચે હોંગકોંગ પાસે થોડોક ગાળો પડયા પછી હૈનાન ટાપુ પણ જાપાને કબજે કરી લીધો છે. ગયે વરસે હિંદી ચીનનો કબજો લીધા પછી તો ઠેઠ મલાયાની ઉત્તરના ભાગ સુધી જાપાનના ટાપુઓની હારમાળા આવી જતી હતી. આમાં માત્ર એક જ જગાએ જાપાનનું નબળું સ્થળ હતું. તે હોંગકોંગ અને

ફિલિપ્પાઈન્સની વચ્ચેનો ભાગ–અહીં એક બાજુ હોંગકોંગ અને બીજી બાજુ ફિલિપ્પાઈન્સનું અમેરિકાનું થાણું આવે છે. આ જગાએ જાપાનનો માર્ગ અમેરિકનો કે બ્રિટિશરો કાપી શકે. અને એટલા જ માટે જાપાને દક્ષિણ તરફની પોતાની કૂચમાં પર્લ હાર્બરની સાથોસાથ જ આ બન્ને સ્થળો ઉપર મારો શરૂ કર્યો અને એ વહેલાં કબજે કરી લીધાં. એ કબજે કર્યા પછી તો ઉત્તરથી મલાયા સુધી જાપાનનાં વહાણો નિર્ભય થઈને હરીફરી શકે એટલાં સુરક્ષિત બની જાય છે. જાપાનની આ ભૌગોલિક મજબૂતી બીજા કોઈ દેશને નથી. ડેન્લિંગર અને ગ્રે નામના બે નૌવિદ્યાવિશારદો પોતાના પુસ્તકમાં લખે છેઃ–" જાપાનને ભૌગોલિક સ્થળને લીધે જે શક્તિ મળે છે એવી શક્તિ અને મજબૂતી ધરાવનારી પ્રજા દુનિયામાં બીજી કોઈ નથી." અમેરિકા કે ગ્રેટ બ્રિટનની સામે બાથ ભીડવામાં જાપાનને પક્ષે આ મોટી અનુકૂળતા હતી. તેને મળતી બીજી અનુકૂળતા એ છે કે તેને સાચવવાનાં બધાં જ સ્થળો નજીકમાં જ છે. દેશથી ઝાઝું દૂર જવુ જ નથી પડતુ. જ્યારે અમેરિકા કે ગ્રેટબ્રિટનને ઘણે દૂર આવવુ પડે છે. અમેરિકા કે બ્રિટનનું એક જહાજ આવીને પાછું જાય એટલા વખતમાં જાપાનનુ એક જહાજ બે વાર ફેરા કરે. એટલે અમેરિકાના એક જહાજ બરાબર જાપાનનાં બે જહાજ જેટલુ કામ એક જ જહાજ આપે. આ અનુકૂળતાને લીધે પોતાનાં વહાણો મારફત લશ્કરોને માલ જલદી પહોંચાડી શકાય, વહાણ જોખમાય તો તરત જ દેશમાં ગોદીઓમાં સમું કરાવવા પણ સહેલાઈથી અને ઓછા વખતમાં લાવી શકાય અને ફરી કામ ઉપર મોકલી શકાય.

જાપાનની કેટલીક નબળાઈઓ પણ છે.

જાપાનના સંરક્ષણમાં એક મોટામાં મોટી નબળાઈ વ્લાડીવોસ્ટોક બંદર છે. આ બંદર જાપાનની બહુ જ નજીક છે. જાપાન રશિયા જેવો લાંબો ચોડો દેશ નથી. તદ્દન સાંકડો દેશ છે. અને એ સાંકડા દેશમાં જાપાનનાં બધાં કારખાનાં આવેલાં છે. રશિયા જો ધારે તો વ્લાડી-

વૉરગૉક બંદરેથી આખા જાપાનનાં બધાં કારખાનાં ઉપર એક દિવસમાં જ બૉંબમારો કરી શકે અને આઠ દિવસમાં જ બધાં કારખાનાંને કામ કરતાં અટકાવી શકે. માલનું ઉત્પાદન બંધ થાય તો સંગ્રહી રાખેલા માલ ઉપર જાપાન લાંબો વખત યુદ્ધ ન ચલાવી શકે. જો રશિયા સામે યુદ્ધ કરવું જ હોય તો તો તેણે અમેરિકા સામે કર્યું તેમ રશિયા સાથે યુદ્ધ જાહેર કર્યા પહેલાં જ વ્લાડીવૉસ્ટોક ઉપર પોતાનું બધું જ બળ એકત્રિત કરીને હલ્લો કરવો જોઈએ.

આ નબળાઈ જાપાન જાણે છે અને માટે જ તેણે રશિયા સાથે મૈત્રી જાળવી રાખી છે.

બીજી નબળાઈ છે યુદ્ધ સામગ્રી માટે જોઈતો કાચો માલ મેળવવાની પરાધીનતા. આપણે અગાઉ જોઈ ગયા છીએ તે પ્રમાણે માત્ર પાંચ જ વસ્તુઓ તેના દેશમાંથી મળી રહે છે. બાકીની બધી માટે તેને હમેશાં બહારના દેશો ઉપર આધાર રાખવો પડે છે. યુદ્ધ શરૂ થયા પછી જો બહારના દેશો જાપાનને માલ આપવાનું બંધ કરી દે તો જાપાનના ઉદ્યોગો બધા જ બંધ થઈ જાય. આજે મોટા ભાગનું લોખંડ તેને બહારથી મંગાવવું પડે છે. લોખંડ વગર તો શસ્ત્રો બનાવવાં અશક્ય થઈ પડે. ઍરોપ્લેન બનાવવાનું એલ્યુમિનમ બહારથી મંગાવવું પડે છે. અને ઍરોપ્લેન, મોટરો, ટૅંકો ચલાવવા માટે જોઈતું તેલ જાપાનમાં સાવ ઓછું નીકળે છે. આ બધી વસ્તુ માટે કાં તો તેણે આ વસ્તુનો જથ્થો સંઘરી રાખવો અથવા તો એ વસ્તુઓ મળતી હોય તે દેશ ઉપર કાબૂ મેળવી લેવો જોઈએ. બોર્નિયો વગેરે જીતી લેવા પાછળ જાપાનને પોતાની નબળાઈ ને દૂર કરવાનો ઈરાદો છે જ.

આ યુદ્ધ શરૂ થયું ત્યાં સુધી આ કાચા માલની પરાધીનતા તેની મોટી નબળાઈ હતી. હવે મલાયા વગેરે બધા ભાગો લઈ લીધા પછી આ બાબતની પરાધીનતા દૂર થઈ છે અને એટલું બળ જાપાનનું વધ્યું છે.

ત્રીજી નબળાઈ જાપાનના ઉદ્યોગોની ઉત્પાદન શક્તિ. ગ્રેટબ્રિટન કે

અમેરિકાના ઉત્પન્ન કરતાં જાપાનનું ઉત્પાદન ઘણું ઓછું ગણાય. અને તેમાં પણ અમેરિકા ધારે તો જેટલું ઉત્પન્ન કરી શકે એટલું ઉત્પાદન જાપાન કદી ન કરી શકે. જાપાનનો સંઘરો હોય ત્યાં સુધીમાં જ યુદ્ધ ઝપાટાબંધ પૂરું થઈ જાય તો જાપાનની શક્તિને વાંધો ન આવે. પણ જો યુધ્ધ લંબાય તો લશ્કરને સરંજામ પૂરો પાડવાની બાબતમાં જાપાન પાછળ પડી જાય. ત્યારે અમેરિકાની ઉત્પાદન શક્તિ ઘણી વધારે છે.

જાપાન આજે પોતાના કેન્દ્રની પાસેના ક્ષેત્રમાં યુદ્ધ કરીને પ્રદેશો હસ્તગત કરવા માગે છે. આ જગા તેના દુશ્મનોને પોતાના કેન્દ્રથી દૂર છે. એટલે જાપાનની આવતી મદદ ગ્રેટબ્રિટન કે અમેરિકા અટકાવી શકે એમ નથી ત્યારે ગ્રેટબ્રિટન કે અમેરિકાની આવતી મદદ જાપાન અટકાવી શકે એમ છે. આ વસ્તુ જાપાનને ઘણું બળવાન બનાવી દે છે.

## (૩)

યુનાઈટેડ સ્ટેટ્સ જાપાનથી જુદું માનસ ધરાવતો દેશ છે. જાપાનના લોકો લડાયકવૃત્તિવાળા છે, ત્યારે અમેરિકનો શાંતિપ્રિય લોકો છે. આજ સુધી તેમને કોઈ મોટા યુદ્ધમાં ઊતરવાનું આવ્યું નથી. ગયા મહાયુદ્ધ વખતે તે છેલ્લે છેલ્લે યુદ્ધમાં ઊતર્યું અને પછી તો થોડા વખતમાં જ યુદ્ધ પૂરું થયુ. એટલે લડાઈ કરવાની અમેરિકનોની શક્તિની કસોટી બરાબર થઈ નથી. અમેરિકા દેશ તો ડોલરનો દેશ છે. સમૃદ્ધિની ત્યાં છોળો ઊડે છે. તેને લીધે તેઓ વિલાસી અને આરામપ્રિય બન્યા છે. અનેક સુખસગવડો જેને મોં માગી મળતી હોય તે અગવડોની સામે રાંક બની જાય છે. અતિ સગવડો અને અતિવૈભવ ધરાવતી પ્રજાઓનું ભાવિ લગભગ આવું જ હોય છે. અમેરિકનો માટે પણ એ જ ભય સેવવામાં આવે છે. અમેરિકનોનાં શરીર ઘણાં સુદૃઢ છે, બળ પણ તેમનામાં છે, પણ

યુદ્ધમાં તો જે લાંબો કાળ સુદ્ધની આક્રમણો સહન કરી શકે એ વધારે ફાવે છે. એવા ખડતલ તેઓ હોય એમ જણાતું નથી. હવે તેની કસોટીનો કાળ શરૂ થયો છે એટલે આ બાબત આપોઆપ સમજાશે.

બન્ને બાજુ બે વિશાળ મહાસાગરો હોવાને લીધે તેમને સુરક્ષિતતા પણ આજસુધી ઘણી લાગી છે. અને તેથી ઘણા વખત સુધી તો તેણે તૈયારી પણ કરી નહિ. જમીન ઉપરનું લશ્કર આજે તેની પાસે ઝાઝું નથી. આ યુદ્ધ શરૂ થયા પછી તેણે એમાં વધારો કરવા માંડયો છે.

આજ સુધી યુદ્ધમાં ન ઊતરવાની રાજ્યની નીતિ હોવાથી પણ તેમણે ઝાઝો શસ્ત્રસરંજામ પોતાના દેશમાં રાખ્યો નહોતો. કોઈ એકદમ દેશ ઉપર ચડી આવવાનો સંભવ પણ ઓછો હતો. જ્યારે બીજા દેશો નખશિખ શસ્ત્રસજ્જ થતા હતા, ત્યારે અમેરિકા પાસે લશ્કરી સામર્થ્ય ઘણું ઓછું હતું.

જ્યારથી તેમણે પાસિફિક ઉપર પોતાનું પ્રભુત્વ જમાવવાની ઇચ્છા કરી ત્યારથી તેમણે નૌકાદળમાં વધારો કરવા માંડયો હતો. બ્રિટિશ લોકોના જેટલો જ નૌકાકાફલો તેણે પણ તૈયાર કર્યો. જાપાન સાથેનું યુદ્ધ શરૂ થયું ત્યારે તેની પાસે ૧૫ મોટી મનવારો, ૬ વિમાનવાહક જહાજો, ૧૮ ભારે ક્રૂઝરો, ૧૭ હળવી ક્રૂઝરો, ૧૭૬ વિનાશિકાઓ અને ૧૧૫ સબમરીનો હતી. આટલો નૌકાકાફલો એક મહાસાગરમાં જ રક્ષણ કરવું હોય તો પૂરતો છે, પણ બે મહાસાગરોને માટે પૂરતો નથી. જ્યારથી જાપાન સાથેના યુદ્ધના ભણકારા વાગવા માંડયા ત્યારથી તેમણે બે મહાસાગરોને પહોંચી વળે એવો કાફલો બાંધવાનું કામ શરૂ કરી દીધું. પણ આ યોજના પ્રમાણે હજી બે મહાસાગરોની જરૂરિયાતોને પહોંચી વળવા જેટલો કાફલો ચારેક વરસે તૈયાર થાય. દરમ્યાન યુદ્ધ તો વહેલું શરૂ થઈ ચૂકયું.

ચીન–જાપાનના યુદ્ધની શરૂઆત પછી અમેરિકા અને ગ્રેટબ્રિટન

બન્ને સાથે રહેવાથી જ એક બીજાનાં હિતો સાચવી શકાશે એમ તેમને લાગવા લાગ્યું અને એ રીતે પાસિફિકની વ્યૂહરચના ગોઠવવા માંડી હતી. વળી અમેરિકાએ આ મહાસાગર વચ્ચે આવેલાં પોતાનાં થાણાં પણ મજબૂત કરવા માંડ્યાં. સાનફ્રાંસિસ્કોથી પહેલું મુખ્ય થાણુ હવાઈ ટાપુઓ. અહીં પાસિફિકમાં મોટું નૌકામથક તૈયાર કરવા માંડયું હતું. અને જાપાનથી આ મથક આશરે ૩ા હજાર માઈલ દૂર આવેલ હોવાથી સુરક્ષિત મનાતું હતું. છેલ્લાં બે વરસથી તો અહીં તડામાર તૈયારીઓ ચાલતી હતી. હવાઈ પછી બીજું થાણું મિડવે ટાપુઓનું. ત્યાંથી આવે ગુઆમ. આ ટાપુઓની આજુબાજુ જાપાનના ટાપુઓ આવેલા છે. દુશ્મન ટાપુઓની વચ્ચે આવી પડેલ આ ટાપુનુ રક્ષણ પણ એટલા ખાતર વધારે મજબૂતીથી કરવાની શરૂઆત થઈ ચૂકી હતી. આ થાણું જાપાની હુમલાના ભયથી મુક્ત ન ગણી શકાય. જાપાને એ લઈ પણ લીધુ તે આપણે જોઈએ છીએ. ત્યાર પછી આવે ફિલિપાઈન્સનું મનિલા. અહી હવાઈના પર્લહાર્બરથી બીજા નંબરનુ થાણુ બનાવેલુ હતું અને છેલ્લા વરસ દરમ્યાન આ ભાગને મજબૂત બનાવવાનું કામ શરૂ કરી દીધુ હતું. મનિલા પછી અંગ્રેજોનું સિંગાપુર આવે છે જે દુનિયાનું એક અજોડ નૌકામથક ગણાતુ હતુ. આમ પાસિફિકથી ફિલિપાઇન્સ પહોંચતાં સુધીના આઠ નવ હજાર માઈલના રસ્તા ઉપર તેણે પોતાનાં થાણાં નાખ્યાં હતાં.

વિમાનોની સંખ્યા આશરે ૫૦૦૦ ની હતી. વિમાનોની બાબતમાં અમેરિકાએ પ્રગતિ તો ઘણી કરી હતી, અને વિમાનો બાંધવા માટેની અનુકૂળતા પણ અમેરિકાને ઘણી છે, પણ, લડાયક વિમાનો બાંધવા પાછળ તેણે બહુ ધ્યાન આપ્યુ નહોતુ.

જર્મની અને ગ્રેટબ્રિટનનું યુદ્ધ શરૂ થયા પછી ધીમે ધીમે અમેરિકા યુદ્ધના વિચારો તરફ ઢસડાવા લાગ્યુ. અને ગ્રેટબ્રિટનને

યુદ્ધ સરંજામ પહોંચાડવાનો કાર્યક્રમ હાથ ધરવામાં આવ્યો. કારખાનાઓમાં તે રીતે માલ ઉત્પન્ન કરવાની યોજનાઓ પણ ઘડાવા લાગી. જેમ જેમ યુદ્ધ આગળ વધતું ગયું તેમ તેમ ગ્રેટબ્રિટનને અને રશિયાને વધારે ને વધારે માલ પહોંચતો કરવાની જરૂર જણાવા લાગી. જેટલું ઉત્પાદન થાય તેનો ઘણો મોટો ભાગ ગ્રેટબ્રિટનને મોકલાવા લાગ્યો. આજે આપણે બે વરસથી અમેરિકાના યુદ્ધ પ્રયાસોની હકીકતો વાંચ્યા કરીએ છીએ. આ જંગી કાર્યક્રમમાં સાધનોની સંખ્યા કરતાં કેટલા અબજ ડોલરનો માલ ઉત્પન્ન કરવામાં આવશે તેના આંકડા વધારે હોય છે. અમેરિકન લોકો ડોલરની ભાષા છોડી શકતા નથી.

આ નવું ઉત્પાદન ખરેખર કેટલું થાય છે એનો સાચો ખ્યાલ આવવો શક્ય નથી. પરંતુ જે પૈસા ખરચવામાં આવે છે તેના પ્રમાણમાં સાધનો તૈયાર થતાં હોય એમ જણાતું નથી. ફ્રાંસમાં રહેતો અગાઉનો અમેરિકન એલચી વિલિયમ સી. બુલિટ લખે છે:— "આ યુદ્ધ શરૂ થયું ત્યારથી જ જો સંપૂર્ણ ઝડપથી આપણે વિમાનો અને વ્યાપારી જહાજોનું બાંધકામ શરૂ કરી દીધું હોત તો આજે જે કફોડી પરિસ્થિતિમાં મુકાયા છીએ એમાંથી બચી શક્યા હોત... આપણે કોઈ પગલાં પૂરાં લીધાં નહિ. વાતો ઘણી મોટી કરી, પણ કામ કશું ન કર્યું."

વર્જીનિયાના સેનેટર હેરી એફ. બાયર્ડે અમેરિકાના ઉત્પાદનની બાબત ઉપર એક લેખ લખ્યો છે તેમાં ઉત્પાદનની નબળાઈ કેટલી ભારે છે તે આંકડા સહિત બતાવ્યું છે. તેણે લીધેલા આંકડા બધા સરકારી ખાતા તરફથી પ્રકાશિત થયેલ આંકડાઓ છે એમ તે લખે છે.

અમેરિકાએ 'ઊડતા કિલ્લાઓ' બાંધવાની જાહેરાત કરી હતી. તેના સંબંધમાં તે લખે છે કે ૧૯૪૦ના સપ્ટેંબરની ૧ લીએ

ગયા છે. છેલ્લામાં છેલ્લો જે કાર્યક્રમ રૂઝવેલ્ટ-ચર્ચીલની મુલાકાત પછી જાહેર કરવામાં આવ્યો છે તે ખરેખર ઘણો જબરો છે. યુદ્ધને માટે આજ સુધી ભલે ઉત્પાદન ઓછું થયું હોય, ઉત્પાદનને માટે લોકો ભલે આતુર ન હોય, પણ ઉત્પાદન કરવાની તેમની શક્તિ પુષ્કળ છે એમાં શક નથી. યુનાઈટેડ સ્ટેટ્સની સરંજામ ઉપજાવવા માટેની સાધન-સામગ્રી અમાપ છે. તેનાં કારખાનાંઓ ઉપર કોઈ દુશ્મન વિમાનો આવીને બોંબમારો કરી શકે એમ નથી. પૈસાની તો ખોટ છે જ નહિ. એટલે દુનિયાની લોકશાહીઓના દારૂગોળાના ભંડાર તરીકે અમેરિકા પોતાના દેશને ગણે છે એ બરોબર છે. નવા કાર્યક્રમમાં ૧૯૪૨ની સાલમાં ૬૦,૦૦૦ વિમાનો, ૪૫,૦૦૦ રણગાડીઓ, ૨,૦૦૦ વિમાનવિરોધી તોપો, અને ૮ લાખ ટનનાં જહાજો બાંધવાનું જાહેર કર્યું છેઃ અને ૧૯૪૩માં ૧,૨૫,૦૦૦ વિમાનો, ૭૫,૦૦૦ રણગાડીઓ, ૩૫,૦૦૦ વિમાનવિરોધી તોપો અને એક કરોડ ટનનાં જહાજો બાંધવાનું જાહેર કર્યું છે. જો આ આપેલા કાર્યક્રમ પ્રમાણે અમેરિકા ઉત્પાદન કરે તો કોઈ દેશ આ ઉત્પાદનને પહોંચી વળી શકે નહિ. પણ આ ઉત્પાદન પૂરું થાય ત્યાં સુધી યુદ્ધ ટકાવી રાખી શકાય તો આ બને.

પાસિફિકમાં યુનાઈટેડ સ્ટેટ્સની સૌથી મોટી નબળાઈ તેને સાચવવાના મુલકો તથા કેન્દ્ર બે વચ્ચેનું વિશાળ અંતર છે. ફિલિપાઈન ઉપર જ્યારે હલ્લો થાય ત્યારે જાપાન પોતાના કેન્દ્રમાંથી જેટલી વહેલી મદદ મોકલી શકે તેટલી વહેલી યુનાઈટેડ સ્ટેટ્સ મોકલી શકે એમ નથી. જાપાન કરતાં તેને બમણો વખત લાગે. માટે તેણે હવાઈ ટાપુઓમાં આવેલ પર્લ હાર્બરને મજબૂત બનાવ્યું હતું. પણ જાપાને એ ટાપુઓ ઉપર પ્રથમ જ હલ્લો કરીને અમેરિકાની આવી શકે એવી મદદ પ્રથમ બંધ કરી દીધી. અને પાસિફિકમાં અમેરિકાને નિર્બળ બનાવી દીધું. પર્લ હાર્બરને ધક્કો લાગ્યા પછી બે મહિના સુધી અમેરિકાના નૌકા કાફલાનાં દર્શન પાસિફિકમાં ન

થઈ શક્યા એ જ અમેરિકાની ઉપર બતાવેલી નબળાઈનુ સૂચક છે.

વિદ્યુદ્વેગી યુદ્ધમા આ રીતે અમેરિકા અને જાપાનની સરખામણીમા જાપાન વધારે મજબૂત સ્થિતિમા છે, જ્યારે અમેરિકા નબળી સ્થિતિમા છે યુદ્ધ લબાશે ત્યારે આ પરિસ્થિતિ ફેરવાઈ જવાની અને જાપાન નબળી હાલતમા આવી જવાનુ પણ યુદ્ધ ટકાવી રાખવુ એ કાર્ય એટલુ સરળ નથી એ વાત હાલ બનતા બનાવો આપણને બતાવી આપે છે હવાઈ ટાપુથી પશ્ચિમ તરફના પાસિફિક ઉપરની લાલસા અમેરિકાએ હાલ તુરત માટે કદાચ જતી કરવી પડે

## (૪)

ઈ સ ૧૯૪૦ સુધી તો ઇગ્લાડ સમસ્ત દુનિયામાં સૌથી વિશેષ બળવાન હતુ 'સમુદ્રની મહારાણી'નું ઉપનામ પણ તેને મળી ચૂકયુ હતું તેનો નૌકા કાફલો કોઈપણ દેશના નૌકાકાફલા કરતાં ચઢિયાતો હતો સ્પેનિશ આરમેડાને હરાવ્યા પછી પોતાનું આ સ્થાન તેણે અનેક યુદ્ધોમા સાચવી રાખ્યુ હતુ સાતે સમુદ્ર ઉપર તેના વેપારી વહાણો ફરતા હતા અને તેનુ રક્ષણ કરવા માટે નૌકાકાફલો પણ એટલો જ બળવાન રાખવો પડતો હતો બ્રિટને પ્રથમ પોતાનું સામ્રાજ્ય જમાવ્યુ, એ પણ પોતાના વેપારના ઉદ્દેશથી જ એટલે વેપારી માર્ગોની સહીસલામતી જાળવવી એ તેનુ ધ્યેય રહ્યુ હતું આ કાર્ય માટે રસ્તાઓના જેટના જેટલા નાકા હતા તે બધા તેણે કબજે કરીને ત્યા ત્યા થાણા જમાવ્યા હતા અને દરેક જગાએ કાફલો રાખવામા આવ્યો હતો જિબ્રાલ્ટર, માલ્ટા, સુએઝ, એડન, સિંગાપુર, હોંગકોંગ એ ગ્રેટબ્રિટનની આખી સરક્ષણની હારમાળા હતી

વીસમી સદીની શરૂઆતથી તેના હરીફો વધ્યા ૧૯૧૪ના યુદ્ધ વખતે તેણે સાગરોની સર્વોપરિતા સાચવી રાખી, પણ અમેરિકાનું

પોતાના જેટલું જ સ્થાન સ્વીકારવું પડયું. વળી જાપાનની પણ હરીફાઈ નડવા લાગી હતી. કોઈ પણ બે દેશના નૌકાકાફલાના સરવાળા કરતાં પણ ઈંગ્લાંડનો નૌકાકાફલો બળવાન હતો ત્યાં સુધી ઇંગ્લાંડની સર્વોપરિતા અબાધિત હતી. પરંતુ આ સ્થિતિ પલટાઈ. આટલાંટિકમાં અમેરિકા અને જર્મનીની હરિફાઈ શરૂ થઈ. જર્મની ભાંગ્યા પછી અમેરિકા તો રહ્યું જ. ભૂમધ્યમાં ઇટાલિ તથા ફ્રાંસ તેનાં હરીફ બન્યાં. મુસોલિનીના આગમન પછી ઇટાલિની મહત્ત્વાકાંક્ષા વધવા લાગી હતી. અને હજી આજે પણ ભૂમધ્યમાં રોમન વર્ચસ્વ મેળવવા તેની મથામણ તો ચાલુ જ છે. હિંદી મહાસાગરમાં જાપાની વહાણોની અવરજવર શરૂ થઈ હતી. પાસિફિકમાં તો અમેરિકા અને જાપાન બન્ને તેનાં પ્રબળ હરીફ થયાં.

યુદ્ધ પછી આ રીતે ઈંગ્લાંડના નૌકાકાફલાને માથે સંરક્ષણનો બોજો વધી પડ્યો, તેના પ્રમાણમાં તેનું બળ વધ્યું નહિ. ઊલટું મહાયુદ્ધ પહેલાં જેટલાં જહાજો હતાં તે કરતાં ઘણાં ઓછાં જહાજો ૧૯૩૬ ની સાલમાં તેની પાસે હતાં.

૧૯૩૬ માં ઈંગ્લાંડના કાફલામાં ૧૨ મોટી મનવારો, ૬ ભારે ક્રૂઝરો, ૫૪ ક્રૂઝરો, ૫૧ સબમરીનો, ૮ વિમાનવાહક જહાજો અને ૧૬૯ વિનાશકાઓ હતી. જ્યારે ૧૯૧૪ માં ૬૯ મોટી મનવારો, ૧૦૫ ક્રૂઝરો, ૩૨૨ વિનાશિકાઓ અને ૭૬ સબમરીનો હતી. આટલો બધો ઘટાડો થવાનાં બે કારણો ગણાવી શકાય. પહેલું તો યુદ્ધ કાળમાં તેનાં ઘણાં જહાજો નાશ પામ્યા પછી નવાં જહાજોનું બાંધકામ થયું નહિ, કારણ કે અમેરિકાએ વૉશિંગ્ટન કરાર મુજબ ગ્રેટબ્રિટન પોતાના કરતાં વધી ન જાય એવું બંધન તેના ઉપર નાખ્યું. આથી ૧૯૩૬ સુધી કોઈ ખાસ નવાં જહાજો ઈંગ્લાંડે બાંધ્યાં નહિ. બીજું કારણ, આ વરસો દરમ્યાન ધ્યેયવાદી સિદ્ધાન્તોનું જોર કંઈક વિશેષ હતું. યુરોપમાં નિઃશસ્ત્રીકરણની યોજનાઓ ચાલતી હતી. એ યોજના

કઈક સફળ થશે એ આશાએ પણ આ બાધકામ હાથ ધરવામા આવ્યા નહોતા આથી ૧૯૩૬ મા તો ૧૯૧૪ કરતા પણ ગ્રેટબ્રિટન નબળુ હતુ જ્યારે આના નાના નૌકાકાફલાને માથે ૮૦ હજાર માઈલના રસ્તાઓનુ રક્ષણુ કરવાનો બોજો હતો, આટલાન્ટિક, ભૂમધ્ય અને પાસિફિકના પોતાના સસ્થાનો સાચવવાના હતા, અને ૨૦ હજાર વેપારી જહાજોને આ બધા સમુદ્રો ઉપર રક્ષણુ આપવાનુ હતુ

ઉપર જે ૧૯૩૬ ના આકડા આપ્યા છે તેમા નવી ઢબના જહાજોમા માત્ર બે મોટી મનવારો, ૩૬ ક્રૂઝરો, ૪૦ સબમરીન અને ૬૫ વિનાશિકાઓ હતી જ્યારે અમેરિકા અને જાપાનનો કાફલો બધો જ નવી ઢબનો તૈયાર થયેલ હતો

૧૯૩૬ પછી વૅાશિંગ્ટનને કરારો રદ થયા બાદ ઇગ્લાડે નૌકાકાફલાનું બાધકામ શરૂ કર્યું ૧૯૩૭ મા ૫ મોટી મનવારો, ૨૧ ક્રૂઝરો, ૫ વિમાનવાહક જહાજો, ૪૯ વિનાશિકા અને ૧૯ સબમરીનો વધવાની હતી તથા જો યુદ્ધ શરૂ ન થઈ ચૂકયુ હોત તો ૧૯૪૨ મા ૨૫ મોટી મનવારો, ૭૦ ક્રૂઝરો, ૯ વિમાનવાહક જહાજો, ૭૦ સબમરીનો અને ૧૫૦ વિનાશિકાઓ તૈયાર થવાની હતી પણ એ યોજના પરિપૂર્ણ થાય એ પહેલા જ તેને યુદ્ધમા ઊતરવુ પડયુ અને ઈગ્લાડ ઉપરના સતત બોબ મારાને અગે આ કાર્યક્રમને ધક્કો પહોચ્યો

આટલાટિક અને ભૂમધ્યની જવાબદારીઓ વધી ગયા પછી પાસિફિકમા ઈગ્લાડ રક્ષણુ કરવા માટે સાવ પાગળુ બની ગયુ હતુ તેથી તેણે જાપાનની મૈત્રી હમેશા ટકાવી રાખવાનો પ્રયત્ન કર્યા કર્યો કોઈ પણ એક મિત્રની સહાય વગર પાસિફિકના હિત સાચવવા એ ઈગ્લાડ માટે બિલકુલ અશકય હતુ આ મૈત્રી પ્રથમ જાપાન સાથે બાધવામા આવી એ હિસાબે જ ઈગ્લાડે પોતાના રાજકારણના પ્યાદા ગોઠવ્યા હતા ચીનની સાથે જાપાન યુદ્ધમા ઊતર્યું ત્યા સુધી પણ આ જ વસ્તુ ચાલુ હતી પણ પછી અમેરિકા સાથે આખરે

સહકાર માંધો પડ્યો કારણ ઇંગ્લાંડ જાપાનની મૈત્રી સાચવવા જેટલું આતુર હતું એટલું જાપાન આ મૈત્રી સાચવવા આતુર નહોતું તેણે તો 'ઇન્દ્રાય તક્ષકાય સ્વાહા'ની નીતિ સ્વીકારી લીધી હતી પોતાના નિકાસમાં જે કોઈ આડે આવે તે બધાની સામે થઈને તેમને કચરી નાખવાનો તેણે નિર્ધાર કરી લીધો હતો

આ નિર્ધારમાં પોતે જોખમ ખેડે છે એવું જાપાનને લાગતું પણ નહોતું ઇંગ્લાંડની નબળાઈઓનો જાપાનને પૂરો ખ્યાલ હતો ઇંગ્લાંડે પોતાના બે થાણાને મજબૂત બનાવવાનો પ્રયાસ કર્યો હતો એક હોંગકોંગ અને બીજું સિંગાપુર કેન્દ્રસ્થાનથી દૂર આવેલાં આ સ્થળો એકને હાથે સાચવી શકાય એમ નથી, અને તેથી એનું મહત્ત્વ ઘટી ગયું છે એવું ઘણા નૌકાખાતાના વિશારદોને લાગવા માંડ્યું હતું આ બન્ને થાણાં માટે ઇંગ્લાંડનો નૌકાવિશારદ એચ સી બાઈવોટર ૧૯૩૪ માં લખે છે —

"સિંગાપુર થાણાનું મહત્ત્વ અગાઉ જેટલું હતું તેટલું આજે રહ્યું નથી કોઈ દૂરને મુકામે જતા રસ્તામાં ઉતારો કરવાના સ્થળની જેટલી કિંમત ગણી શકાય એટલી જ કિંમત સિંગાપુરની ગણી શકાય. પૂર્વનું આપણું એક માત્ર થાણું હોંગકોંગ. ત્યાં નવા જમાનાને યોગ્ય એવી સંરક્ષણની તૈયારી નથી આ સંરક્ષણ આજથી વીસ વરસ પહેલાં હતું તેવું જ આજે પણ છે આમ થવાનું કારણ વોશિંગ્ટન કરાર. આપણે હોંગકોંગ માટે માત્ર જાપાનની દયા ઉપર નભાવીએ છીએ એમ કહેવું અયોગ્ય નહિ ગણાય પાસિફિકમાં આપણાં જે અમૂલ્ય હિતો આવેલાં છે તેનું રક્ષણ કરી શકાય એવી આજની આપણી સ્થિતિ નથી એ સત્ય છે, પછી ભલે એ સત્ય કડવું હોય .. જાપાની મોવડીઓએ અનેક વાર જાહેર કર્યું છે કે, યુનાઈટેડ સ્ટેટ્સ કે ગ્રેટબ્રિટન એમાંથી કોઈ પણ પશ્ચિમ પાસિફિકમાં આવેલા પોતાના મુલકો સંરક્ષણથી સાચવી શકે એવું નથી '

૧૯૩૪ માં બોલાયેલા આ શબ્દો કેટલા સાચા હતા એનો આજના બનાવો જાણ્યા પછી બરાબર ખ્યાલ આવે છે અમેરિકાએ મૂકેલા પ્રતિબધનુ આ પરિણામ હતું તેથી ઘણા અગ્રેજો અમેરિકા ઉપર ગુસ્સે પણ થયેલા હતા ઉપરનો જ લેખક લખે છે.—

"૧૯૨૧ પછી યુનાઈટેડ સ્ટેટ્સે ગ્રેટબ્રિટનની નૌકા સરક્ષણની નીતિમા પોતાનુ મનધાર્યું કરાવ્યુ છે એમ કહેવામા માત્ર સત્યકથન કરતા આપણે કશુ જ વધારે કહેતા નથી" ૧૯૩૬ મા આ કરારો રદ થાય ત્યારે એની ફરી પુનરાવૃત્તિ ન થાય એને માટે તે ઘણો આતુર હતો. તે લખે છે, "ખુશી થવા જેવી વાત છે કે આ કરારો ૧૯૩૬ ના ડિસેમ્બરની ૩૧ મીએ ખતમ થાય છે. આ સધિને પુનર્જીવિત કરવાના પ્રયત્નો ગમે તેના તરફથી થાય તો પણ તેનો મજબૂત સામનો કરવો જોઈએ આ સધિએ અત્યાર સુધીમા જ બ્રિટિશ નૌકાશક્તિને સખત ફટકા લગાવ્યો છે, અને ભય છે કે કદાચ આ ફટકામાથી એ સત્તા ફરી બેઠી ન પણ થાય"

વ્યૂહરચનાની દૃષ્ટિએ આ થાણા આ રીતે ભયમા હોય ત્યારે બ્રિટિશ લોકો પોતાના હિતો કોની સહાયથી જાળવે એ સબધે ઈગ્લાડમા બે મત પ્રચલિત હતા આમા જાપાનની મૈત્રી સાચવી રાખનારા પક્ષનો કેપ્ટન કેનેડી 'ડેઈલી ટેલીગ્રાફ'મા ૧૯૩૫મા લખતા કહે છે—

"મિત્ર તરીકે જાપાન સારુ છે, પણ દુશ્મન તરીકે વધુ ભયકર છે એમા શકા નથી ..આપણા પક્ષે આ વસ્તુ વધારે સાચી છે. કારણ કે હોંગકોંગ છૂટુ પડી ગયેલુ હોવાથી યુદ્ધકાળમા તેની સ્થિતિ પોર્ટ આર્થર જેવી કે સિગ્ટાઓ જેવી થવા સભવ છે, જ્યારે ચીન અને શાગહાઈમાના આપણા નાના લશ્કરને કોઈ પણ જાતની મદદ મળવી અશક્ય થઈ પડે સિંગાપુરની સ્થિતિ પણ આ કરતા બહુ સારી થવાની આશા નથી ...

"આ કલ્પના સુખદ તો નથી, પણ જો આપણે એંગ્લો-અમેરિકન મૈત્રી સાધીને જાપાન સામે લડવાના વિચારો કરતા હોઈએ તો આ પરિસ્થિતિનો સામનો કર્યા વગર ચાલે એમ નથી "

ગ્રેટબ્રિટનના આ ગઢો જાપાનની સાથેના સહકાર વગર સાચવી શકાય એમ નથી એવું જાપાનીઓ પણ માનતા હતા હિરાટા શિન્સાકુ નામનો એક જાપાની લેખક ૧૯૨૩ માં જ લખે છે — "જાપાની કાફલો અને બ્રિટિશ કાફલો બન્ને વચ્ચે દુશ્મનાવટ હોય તો એ સ્થિતિમાં દૂરપૂર્વમાં, ભૂમધ્ય સમુદ્રમાં અને આટલાંટિકમાં એક સાથે એ નબળો પડી જશે, પણ જો જાપાની કાફલો મિત્ર હોય તો આટલાંટિક અને ભૂમધ્યમાં બ્રિટિશ કાફલો સર્વોપરિ થાય ત્યારે પાસિફિકના હિતોના સંરક્ષણમાં જરા પણ બાધ ન આવે . *મારા મત મુજબ બ્રિટિશ સામ્રાજ્યની જો નવેસરથી પુનર્ઘટના* કરવી હોય તો પહેલાં જાપાન સાથેની મૈત્રી આવશ્યક છે "

આથી વિશેષ આધાર આપવાની જરૂર રહેતી નથી પાસિફિકમાં બ્રિટિશ લોકોની સત્તા નબળી પડી ગઈ હતી એ દૃષ્ટાન્ત છે આ બાબતનું ભાન બ્રિટિશ લોકોને થયું હતું અને માટે જ તેમણે એક બાજુથી જાપાનની મૈત્રી ગમે તે ભોગે ચાલુ રાખવા પ્રયત્ન કર્યા કર્યો, અને સાથે સાથે સિંગાપુરને મજબૂત બનાવવાનો પણ પ્રયત્ન કર્યો.

ગ્રેટબ્રિટને ઘણા વર્ષો સુધી શાંતિવાદ સેવ્યો હતો તેથી તેની શસ્ત્રસામગ્રી પણ ઘણી ઓછી હતી. જર્મની, જાપાન, ઈટાલિ, ફ્રાંસ અને રશિયા બધા જ ગળ્યો જ્યારે માત્ર યુદ્ધની તૈયારી રવા પાછળ જ પડ્યા હતા ત્યારે ગ્રેટબ્રિટને કશું કર્યું નહિ ૧૯૩૬ પછી જ્યારે તેની આંખ ઉઘડી ત્યારે શસ્ત્રસજ્જતાની આ હરીફાઈમાં તે પાછળ પડી ગયું

પાસિફિકની બાબતમાં તેની વિશેષ નબળાઈ એ હતી કે આ એ થાણા સિવાય તેણે બીજી કશી જ તૈયારી કરી નહોતી. હિંદુસ્તાનમાં લશ્કર ભરતી કરવાની લોકો માગણી કરતા હતા, કારખાના ખોલવાની

માગણી કરતા હતા, પણ એ બધા તરફ તેણે દુર્લક્ષ કર્યું. હિંદુસ્તાનના કિનારાનું રક્ષણ કરવાનો કોઈ પ્રયત્ન જ જણાતો નથી. હિંદી મહાસાગરમાં સિંગાપુર બાદ કરતાં એક પણ એવું મથક નથી કે જ્યાં દુશ્મનની સામે થઈ શકાય. સિંગાપુર હવે જાપાનના હાથમાં જતાં આખો હિંદી મહાસાગર પણ જાપાનના હાથમાં જાય તો નવાઈ નથી. કહેવત છે કે 'આકડે મધ અને માખ વિનાનું.' બિલકુલ અરક્ષિત પ્રદેશો કબજે કરવામાં વાર શી લાગે! ઉપરાંત હિંદી લોકોની તથા બર્માના લોકોની આકાંક્ષાઓ સંતોષવાનો પ્રયત્ન ન કર્યો તેથી યુદ્ધ વખતે સક્રિય મદદની આશા ઘણી ઓછી રહી હતી.

સંસ્થાનો બધાં બ્રિટિશ સામ્રાજ્યથી છૂટાં પડવાં લાગ્યાં હતાં. બધાં સંસ્થાનોના હિતસંબંધો જુદા જુદા થવા લાગ્યા હતા. કૅનેડામાં અમેરિકાનો આર્થિક પગપેસારો થઈ ચૂક્યો હતો. આયર્લાંડ અગાઉથી જ બ્રિટિશ સામ્રાજ્યથી અલગ થવા માગતું હતું, દક્ષિણ આફ્રિકા જર્મની સામેના આ યુદ્ધમાં ન પડે એવું માનનારો ત્યાં પ્રબળ પક્ષ બંધાયો હતો. ઑસ્ટ્રેલિયા પણ સમજી ગયું હતું કે નિર્બળ બનેલા ગ્રેટબ્રિટનના નૌકાકાફલા ઉપર જે જવાબદારી આવી પડી છે એ જોતાં યુનાઈટેડ સ્ટેટ્સની પાંખમાં જવું એમાં ડહાપણ છે.

સૌથી મોટી નબળાઈ આજે વિમાનોની છે. છેલ્લાં પચીસ વરસમાં યુદ્ધકળામાં વિમાનોએ અતિ મહત્ત્વનું સ્થાન લીધું છે. ઓગર નામનો બ્રિટિશ તજ્જ્ઞ લખે છે: "પરદેશનીતિના હથિયાર તરીકે બ્રિટિશ નૌકાકાફલો દુનિયાના કોઈ પણ ભાગમાં સંચાર કરી શકતો હતો. જો હવે ગ્રેટબ્રિટનની પ્રતિષ્ઠા સાચવી રાખવી હોય તો એ કાર્ય માટે વિમાની દળની જરૂર છે." પરંતુ આ ખ્યાલ ગ્રેટબ્રિટનના મુત્સદ્દીઓને આવ્યો જણાતો નથી તેમને પોતાની જૂની યુદ્ધપદ્ધતિ ઉપર વિશ્વાસ હતો, નૌકાકાફલા ઉપર પણ વિશ્વાસ હતો અને તેથી તેમણે વિમાનો બાંધવામાં ઝડપ કેળવી નહિ. યુદ્ધની શરૂઆત વખતે

ગ્રેટબ્રિટન પાસે આશરે ૨,૦૦૦ જેટલાં વિમાનો હતાં. આ વિમાનોની ખોટને અંગે જ ક્રીટની હાર થઈ, હોંગકોંગ ગયું, અને સિંગાપુર પણ ગયું. 'પ્રિન્સ ઑફ વેલ્સ ' જેવાં મોટાં જહાજો વિમાનો ન હોવાથી જ ખોવાં પડ્યાં. મલાયામાં પીછેહઠ કરવી પડી તેનું કારણ પણ એ જ હતું. આ બોધપાઠ આખરે ગ્રેટબ્રિટનને મળ્યો ખરો પણ તેની કિંમત ઘણી ભારે આપવી પડી.

સૈનિકોની સંખ્યા પણ આજના યુદ્ધને માટે પૂરતી નથી. બ્રિટનની વસ્તી જ ૪ કરોડની છે. આજે એમાંથી ૩૦ લાખ જેટલું લશ્કર તેમની પાસે સજ્જ કરી શકાયું છે. પણ તે બધાને બ્રિટિશ ટાપુઓમાં જ રાખવામાં આવ્યું છે. અને તેથી પાસિફિકમાં લડવા માટે પૂરતી સંખ્યા મોકલી શકાતી નથી.

આ બધી નબળાઈઓ છતાં બ્રિટિશ લોકો હૈયે હામ રાખીને લડત ચાલુ રાખે છે, કારણ કે તેની મદદે અમેરિકા છે. જો યુદ્ધ લાંબો વખત ટકી રહે તો ચર્ચીલ જેવા પ્રખર મુત્સદ્દીઓ આશા રાખે છે કે આખરે વિજય મિત્ર રાજ્યોનો જ થશે, કારણ અમેરિકાનો શસ્ત્રસરંજામ જ્યારે રણમેદાનમાં જ્યાં જરૂર હશે ત્યાં પહોંચવા લાગશે ત્યારે તેની સામે બીજી કોઈ શક્તિ ટકી નહિ રહે એવો તેમને સંપૂર્ણ વિશ્વાસ છે. અને તે આશામાં તેમને ઉત્સાહિત કરનાર ભવ્ય ભૂતકાળ તેમની પાછળ ઊભો છે.

પૂર્વમાં જે ત્વરિત ગતિએ જાપાનને વિજય મળ્યો છે તેનું મોટું અને મુખ્ય કારણ બ્રિટિશોએ જાપાન ઉપર રાખેલો આધાર છે. દૂરપૂર્વમાં જાપાન સાથે લડવા માટે કદી અંગ્રેજોએ ગણતરી કરી જ નહોતી. તેથી આખરે જ્યારે જાપાન સામે લડવાનો પ્રસંગ આવ્યો ત્યારે રક્ષણ થઈ ન શક્યું. ૧૯૪૨ ના જાનેવારીની ૨૭ મીએ વડા પ્રધાન ચર્ચીલે આ બાબતનો ખુલ્લો એકરાર કર્યો. તેણે કહ્યું: "જાપાનના આક્રમણની સામે દૂર પૂર્વનું અસરકારક સંરક્ષણ થઈ શકે એવી તૈયારી કરવાનો અમને અવકાશ મળ્યો જ નથી. જ્યાં સુધી યુનાઈટેડ સ્ટેટ્સ યુદ્ધમાં ન ઝંપલાવે ત્યાં સુધી જાપાનની સાથે

કોઈ પણ ભોગે અથડામણમાં ન આવવું એ અમારી કેબિનેટનો નિર્ધાર હતો..... આપણે બર્મારોડ પણ એ કારણે થોડા વખત માટે બંધ કર્યો હતો. ગ્રેટબ્રિટન કે બ્રિટિશ સામ્રાજ્ય એકલે હાથે એક તરફથી જર્મની અને ઈટાલીની સામે ખુદ બ્રિટનમાં, ભૂમધ્યમાં, આટલાંટિકમાં અને મધ્ય પૂર્વમાં પણ લડાઈ આપે અને સાથોસાથ બર્મા, મલાયા અને દૂર પૂર્વની બીજી જગાઓએ ૭૦ ડીવીઝનો, દુનિયાનું ત્રીજા નંબરનું નૌકાબળ, મોટું વિશાળ વિમાનદળ અને આઠથી નવ કરોડની ખડતલ યુદ્ધપ્રિય પ્રજા ધરાવતી જાપાન જેવી શક્તિ સામે લડાઈ આપવા તૈયાર હોય એવું બનવાનો લેશમાત્ર પણ સંભવ હતો નહિ અને હોઈ શકે પણ નહિ."

જાપાનની સામે મિત્ર રાજ્યોના બળની ગણતરી કરવામાં આવે છે ત્યારે ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સના સંયુક્ત બળની વાત કરવામાં આવે છે. પણ આ સંયુક્ત બળનો સરવાળો જ મોટો છે, જ્યારે એ બળ આટલાંટિક, ભૂમધ્ય, અને પાસિફિકમાં વેરાયેલું પડ્યું છે. એટલે દૂર પૂર્વમાં પાસિફિકની સ્થિતિ નબળી જ હતી. જાપાનનું પોતાનું નૌકાબળ બધું જ દક્ષિણમાં એક જ જગાએ વાપરવાનું હોવાથી આ સ્થળે આખરે જાપાનનું જ નૌકાબળ વિશેષ ગણી શકાય. જો યુદ્ધ લાંબું ચલાવી શકાય તો પાસિફિકમાં જાપાન કરતાં મિત્ર રાજ્યોની શક્તિ વરસે બે વરસે વધવા સંભવ છે ખરો; પણ જે રીતે હોંગકોંગ, મનિલા, મિડવે, વેઇક, ગુઆમ, બોર્નિયો, સિયામ, મલાયા, બર્માનો દક્ષિણનો ભાગ અને છેલ્લે સિંગાપુરનું પતન થયું છે, એ રીતે ગ્રેટબ્રિટન અને અમેરિકા માટે આ વરસ ઘણું કટોકટીનું ગણાય. છેલ્લે છેલ્લે તો ડચ લોકોનું મુખ્ય થાણું જાવા પણ ગયું. હવે એક બાજુ હિંદુસ્તાન અને બીજી બાજુ ઓસ્ટ્રેલિયા ઉપર આધાર છે. જાવાના પતન સુધી તો પૂરતા પ્રમાણમાં કુમક પહોંચાડી શકાઈ નથી. એ કુમક પૂરતા પ્રમાણમાં પહોંચાડીને હવે પછીથી પીછેહઠના કાર્યક્રમને તિલાંજલિ આપવાનો નિર્ધાર કર્યો હોય એમ જણાય છે.

## [૯] દક્ષિણ સમુદ્ર તરફનો ધસારો

**જા**પાને દક્ષિણ તરફ ડિસેમ્બરની ૮ મીએ કરેલા ધસારા પછી ખરી રીતે વિશ્વયુદ્ધ શરૂ થયું. જાપાન ધરી ગણ્યોનું એક સભ્ય છે, છતાં આજ સુધી જાપાન યુદ્ધમાં ઊતર્યું નહિ, પણ બરાબર આ જ સમય તેણે કેમ પસંદ કર્યો? અને જે હેતુથી સામ્યવાદ વિરોધી સંઘ બનાવવામાં આવ્યો હતો તે મુજબ રશિયા ઉપર હુમલો કરવાને બદલે અમેરિકા અને ગ્રેટબ્રિટન સામે જ કેમ હુમલો શરૂ કર્યો?

જાપાનની નજર દક્ષિણ બાજુ આવેલા પ્રદેશો તરફ ઘણા વખતથી હતી જ એ આપણે અગાઉ જોઈ ગયા છીએ. સાઇબીરિયા ઉપર ચડાઈ કરવામાં જર્મનીને મદદગાર થઈ શકાતું હતું, પણ તેનાથી જાપાનને ઝાઝો લાભ ન મળત. પૂર્વ સાઇબીરિયાનો મુલક ડુંગરાળ છે, અને જે કંઈ સમૃદ્ધિ છે તે અંદરના ભાગમાં છે, સમુદ્રકાંઠા ઉપર ઘણી ઓછી છે. આટલા લાભ ખાતર જોખમ ઘણું મોટું ખેડવું પડે એમ હતું. રશિયાના વ્લાડીવોસ્ટોક બંદરનો જો સમયસર જાપાન નાશ ન કરી શકે તો જાપાનના કારખાનાનો નાશ કરવાનું કાર્ય વ્લાડીવોસ્ટોકનાં વિમાનો સરળતાપૂર્વક કરી શકે એની સરખામણીએ દક્ષિણના પ્રદેશો તરફ જવામાં જોખમની દૃષ્ટિએ લાભ વિશેષ છે

જાપાની નૌકાખાતાનો અમલદાર કૅપ્ટન ઓટાકુ ૧૯૪૦ ના ઑકટોબરમાં કહે છેઃ "પરદેશમાં મહાન સાહસો ખેડવાની તમન્ના દરેક જાપાનીના લોહીમાં બહુ જૂના જમાનાથી છે. સમશીતોષ્ણ કટિબંધમાં ઊછરેલ આપણે જાપાનીઓ ઉત્તર કે દક્ષિણ ગમે તે બાજુએ આગળ જવા સમર્થ છીએ. જરૂર પડે ત્યારે આપણે ગમે તે ખૂણે પહોંચી શકીએ એવી આપણામાં શક્તિ છે. આ રીતે શાહી નૌકા કાફલાની સાથે સહકારમાં પરદેશોમાં આગળ વધવાનું કાર્ય આપણે ન કરી શકીએ ? હું માનું છું કે, અત્યારની પરિસ્થિતિની ગંભીરતા લક્ષમાં લેતાં આપણા જેવી દરિયાખેડૂ પ્રજા માટે એકત્ર થઈને મજબૂત બનવાનો અને લોખંડ અને અગ્નિનો ગોળો બનીને આપણી સમક્ષ આવી પડેલી મુસીબતોનો સામનો કરવાનો આ સુંદર અવસર છે. પૂર્વ એશિયાનું મંડળ સ્થાપવાનો આ જ સમય છે, અને એ નીતિ માટે આપણે દક્ષિણ તરફ આગળ વધવું જરૂરી છે."

જાપાન અને અમેરિકાનો વેપાર ઘણો મોટો હતો. ચીન–જાપાનના યુદ્ધ દરમ્યાન અમેરિકા જેમ ચીનને માલ મોકલતુ હતું એમ જ જાપાનને પણ મોકલતું હતુ. અને તેલ તો તેણે ઘણા વખત સુધી મોકલ્યા કર્યું. જાપાનના સામાન્ય ઉદ્યોગો તથા યુદ્ધને અંગેના ઉદ્યોગોનો ઘણો આધાર આ વેપાર ઉપર હતો. વળી ગ્રેટબ્રિટનના અધિકાર તળેના મલાયા વગેરે દેશોમાંથી પણ જાપાનને માલ મળતો હતો. આસ્તે આસ્તે ચીનને ટકાવી રાખવાની નીતિનો અમલ થતો ગયો તેમ તેમ જાપાનને મોકલવાના માલ ઉપર પ્રતિબંધો મુકાવા લાગ્યા. અને છેલ્લે છેલ્લે લગભગ બધી જ વસ્તુઓ ઉપર પ્રતિબંધો મુકાયા. એથી સાથે જ જાપાનનો જે માલ અમેરિકા આવતો હતો તેના ઉપર પણ અંકુશો મુકાયા. એટલે જાપાનને માલની મુશ્કેલી નડવા માંડી. આ મુશ્કેલીમાંથી છૂટવા માટે યુદ્ધ અનિવાર્ય થવા લાગ્યું હતું.

ઈ. સ. ૧૯૪૧માં ગુમ્પેઈ સેકાઈન ( Gumpei Sekine ) લખે છે: "જેમ આપણી પરિસ્થિતિ, વિશેષ ગંભીર થતી જાય કે

તેમ તેમ દક્ષિણ તરફ જવાની જરૂર વધતી જાય છે આપણા બધા જ પ્રશ્નો જેવા કે યુનાઈટેડ સ્ટેટ્સ, સોવિયેટ યુનિયન, ચીન, યુરોપ અને ખુદ આપણા દેશના–નો નિકાલ આમા આવી જાય છે આ રીતે આપણે એક કાંકરે પાચ પક્ષીઓ મારીએ છીએ. યુરોપમાં ગ્રેટબ્રિટનને સફળતા મળે અને પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટ છેલ્લી ઘડીએ યુદ્ધમાં ઊતરીને યુદ્ધ જીતવામા મદદ કરે ત્યા સુધી ગઢ જોવામાં આપણે જોખમ ખેડીએ છીએ. એટલુ જ નહિ, આપણે એ પણ જાણવુ જોઈએ કે જાપાન દક્ષિણ તરફ આગળ ન વધે એ માટે રૂઝવેલ્ટ મીઠા મીઠા શબ્દો પણ બોલશે આવી કોઈ યુક્તિમા આપણે ન ફસાઈ જઈએ એ આપણે જોવાનુ છે, નહિ તો પાછળથી આપણે તે માટે પુરી રીતે પસ્તાવુ પડશે"

આમ દરેક પ્રશ્નના ઉકેલ માટે દક્ષિણ તરફ આગળ વધવાના વિચારો માટે જાપાનમા આગ્રહ રખાવામા આવતો હતો

વળી યુરોપમા ચાલતા યુદ્ધનો પણ લાભ લઈ લેવો હતો. જર્મની સાથેના યુદ્ધમા ગ્રેટબ્રિટન એટલુ બધુ સડોવાયેલુ હતુ કે પૂર્વ તરફ તે ધ્યાન આપી શકે એવુ નહોતુ અમેરિકા પણ ધ્યાન આપી ન શકે એટલે આ જ વખત એવો ઉત્તમ હતો કે જ્યારે દુશ્મનો બીજી જગાએ રોકાઈ ગના હોય ત્યારે પૂર્વમા પોતે એકલે હાથે કામ સફળતાપૂર્વક પાર ઉતારી શકે

દક્ષિણ તરફ જવામા બ્રિટન અને અમેરિકા બે સત્તાઓનો સામનો જાપાનને કરવો પડે તેમા બ્રિટન તો યુરોપમા–આટલાંટિકમા રોકાયેલું હતુ જ પણ યુનાઈટેડ સ્ટેટ્સ પણ ધીમે ધીમે તેમા ઊંડુ ઊતરતું જતું હતુ યુરોપમા બ્રિટન હારે તો અમેરિકા ભયમા મુકાઈ જવાનો ડર હતો. બ્રિટન હારતા આખા યુરોપ ઉપર જર્મનીની સત્તા જામી જાય. પછી આફ્રિકાનો પણ તે સહેલાઈથી કબજો લઈ લે આફ્રિકાને પશ્ચિમ કિનારે આવેલ ડાકર બદરેથી દક્ષિણ અમેરિકા માત્ર ૧૮૦૦ માઈલ

દૂર છે ત્યાથી જર્મની દક્ષિણ અમેરિકાનો કબજો લઈ લે અને પછી યુનાઈટેડ સ્ટેટ્સ ઉપર જ ઘા કરે એવો તેને ડર રહે છે તેથી યુનાઈટેડ સ્ટેટ્સને બ્રિટનનુ યુદ્ધ એ પોતાનુ જ યુદ્ધ છે એમ લાગવા માડ્યુ બ્રિટનને ટકાવવુ હોય તો તેને માલ પૂરતા પ્રમાણમા મોકલવો જોઈએ, બ્રિટનના વહાણોદ્વારા એ માલ પહોચતો ન કરી શકાય તો અમેરિકાના વહાણોમા પણ એ માલ પહોચાડવો જોઈએ, અને જર્મન સબમરીનો જો એ જહાજો ઉપર હુમલો કરે તો તે જહાજોનુ રક્ષણ પણ આખરે અમેરિકાએ જ કરવુ જોઈએ એક પછી એક આ જ રીતે અમેરિકાએ પગલા ભર્યા એ રીતે યુનાઈટેડ સ્ટેટ્સની આટલાટિકની જવાબદારી ઘણી વધી પડી હતી એ જવાબદારી જતી કરીને પાસિફિકમા એ પૂરતુ ધ્યાન નહિ આપી શકે એ ગણતરી જાપાને કરી લીધી

ધીમે ધીમે પાસિફિકના થાણા અમેરિકા મજબૂત કરવા લાગ્યુ હતુ પર્લ હાર્બરથી મનિલા સુધીના થાણાઓમા શસ્ત્રસરજામ અને નૌકાકાફલો એકઠો કરવામા આવતો હતો સિંગાપુરનુ રક્ષણ પણ અમેરિકન કાફલાને સોપવાની વાતો હવામા ઊડવા લાગી હતી જો સિંગાપુર સુધી અમેરિકાનાં બધા જ થાણા મજબૂત થઈ જાય તો જાપાનને એ જતે દહાડે ભારે પડે દુશ્મન પોતાના થાણા આ રીતે મજબૂત બનાવે એની રાહ જાપાન શા માટે જુએ ? તેણે તો એ તૈયારી પૂરી થાય એ પહેલા જ ઘા કરી લેવો જોઈએ

જાપાની લોકોને મનિલા વગેરે થાણાનો ઝાઝો ડર નહોતો તેમને ખરો ડર સિંગાપુરનો હતો કારણ કે ત્યા છેલા દિવસોમા તરતો ધક્કો આવી પહોચ્યો હતો તથા બ્રિટિશ કાફલાની બે મોટી મનવારો પ્રિન્સ ઑફ વેલ્સ' અને રીપલ્સ' આવના માટે રવાના થઈ ચૂકી હતી સમુદ્ર રસ્તે સિંગાપુર મજબૂત હતુ પણ જમીન તરફથી રક્ષણ પૂરતુ નહોતુ આમ ન હોવાનુ કારણ એ બાજુ મલાયા

દ્વીપકલ્પ અંગ્રેજોને જ તાબે હતો. વચ્ચે આવેલું સિયામ છેલ્લી ઘડી સુધી મિત્ર રાજ્યોને પડખે લડશે એવું બ્રિટિશ મુત્સદ્દીઓ માનતા હશે. એટલે તેમણે મલાયાના સંરક્ષણની તૈયારી ન કરી. તેથી જાપાની લોકોએ એ બાજુથી જ સિંગાપુર ઉપર હુમલો કર્યો, અને ત્યાંથી જ આખરે તે લીધું એ આપણે જાણીએ પણ છીએ. એટલે સિંગાપુર લેવા માટે નબળી બાજુ તેમણે શોધી રાખી હતી.

ગ્રેટબ્રિટનને જર્મની પૂરી શિકસ્ત આપે તો બ્રિટન નબળું પડી જાય. તે વખતે જાપાને આ પ્રદેશ કબજે કરી લેવો એવું માનનારો એક પક્ષ હતો. જ્યારે નાવિકોનો એક પક્ષ એમ માનતો હતો કે આ બનાવ બને ત્યાં સુધી રાહ જોવામાં નુકસાન છે. જર્મની જો ગ્રેટબ્રિટનને હરાવે તો પછી હિંદ, સિંગાપુર અને દક્ષિણના આ બધા ટાપુઓ ઉપરનો જાપાનનો હક્ક તે સ્વીકારશે જ એની શી ખાતરી? હિંદ અને આ ભાગ ઉપર તો બધાની જ નજર છે. જર્મની યુદ્ધમાંથી પરવારે તેની રાહ જોયા વગર જ આ પ્રદેશોમાં જાપાન ઘૂસી શકે તો પછી જર્મની તેને આ પ્રદેશોમાંથી હાંકી મૂકી શકે નહિ. આ ખાતર પણ તેને ઉતાવળ કરવી જરૂરી હતી.

સાડાચાર વરસ પૂરાં થઈ ગયાં છતાં ચીનનું યુદ્ધ પૂરું થતું નથી. એનું કારણ અમેરિકા અને ગ્રેટબ્રિટન તેને મદદ આપીને ટકાવી રાખે છે. પ્રથમ આ મદદ હિંદી ચીનમાંથી જતી હતી. ત્યાર પછી રંગૂન બંદરે માલ ઊતરીને ત્યાંથી જમીન રસ્તે ચીનમાં જવા લાગ્યો. અહીં એક રસ્તો બાંધવામાં આવ્યો છે જે બર્મારોડના નામથી ઓળખાય છે. આ બર્મારોડ બંધ થાય તો જ ચીનની લડાઈનો નિકાલ આવે. એ માટે સિયામ અને મલાયામાં થઈને બર્મા ઉપર અધિકાર મેળવી લેવો જોઈએ અને રંગૂનને નકામું કરી નાખવું જોઈએ. દક્ષિણમાં ગયા વગર આ ન બને. બર્મારોડ બંધ કરવો એ પણ દક્ષિણ તરફ જવાનું એક મહત્ત્વનું કારણ હતું.

આ બધાં કારણો તેને તાત્કાલિક દક્ષિણમાં યુદ્ધ શરૂ કરવા માટે પ્રેરતાં હતાં. વળી નૌકાકાફલાને હજી સુધી ખાસ કામ મળ્યું નહોતું. ચીનના યુદ્ધમાં કે મંચુકુઓમાં પણ ખુશ્કી લશ્કરે કામગીરી કરી હતી; નૌકા કાફલાને હવે પોતાનું પરાક્રમ કરી બતાવવું હતું. તેમને પોતાની શક્તિ ઉપર અને ગ્રેટબ્રિટનની તથા અમેરિકાની અત્યારની નિર્બળતા ઉપર વિશ્વાસ હતો એટલે તેઓ હવે બે શ્રેષ્ઠ નાવિક શક્તિઓ સામે બાથ ભીડવા માગતા હતા. ગ્રેટબ્રિટન અને યુનાઈટેડ સ્ટેટ્સ બન્ને સામે યુદ્ધમાં ઊતરવું એ જાપાનીઓ માટે મહાન જવાબદારી હતી. તેમના આખા ઇતિહાસમાં આવી ગંભીર પળ ભાગ્યે જ આવી હશે. અમેરિકા આટલાંટિકમાં પૂરેપૂરું સંડોવાઈ જાય એ તકની તેઓ રાહ જોતા હતા અને બધાં વેપારી જહાજોને શસ્ત્રસજ્જ કરવાનાં અને આટલાંટિકમાં વળાવિયા કાફલો મોકલવાના નિર્ણય પછી પાસિફિકમાં યુનાઈટેડ સ્ટેટ્સ ધ્યાન ન આપી શકે એવી પરિસ્થિતિ પેદા થતાં જાપાને પોતાની માગણીઓ જોરથી શરૂ કરી. અમેરિકાએ સ્વીકારી નહિ. ગ્રેટબ્રિટનને તો અમેરિકાને પગલે પગલે ગયા વગર છુટકો નહોતો એટલે તેણે પણ યુનાઈટેડ સ્ટેટ્સ યુદ્ધમાં ઊતરે કે તુરત જ યુદ્ધમાં ઊતરવાની ઘોષણા કરી. અને હજી અમેરિકા સાથે વૉશિંગટનમાં વાટાઘાટો ચાલુ હતી ત્યાં જ પર્લ હાર્બર ઉપર હુમલો શરૂ થઈ ચૂક્યો.

## [ ૧૦ ] નવી વ્યવસ્થા

આજે દુનિયામાં જે એક પ્રકારની વ્યવસ્થા ચાલે છે તે બરાબર બંધ બેસતી નથી એમાં કંઈક ફેરફાર કરવાની આવશ્યકતા છે એવું ઘણા માનતા લાગ્યા છે જે લોકો જૂની વ્યવસ્થામાં માને છે તેઓ પણ સિદ્ધાંતો એના એ રાખીને પણ કંઈ નવા પ્રકારના ફેરફારો તો કરવા માગે જ છે. એને માટેની જુદી જુદી યોજનાઓ પણ મૂકવામાં આવે છે જાપાને પણ પોતાની યોજના રજૂ કરી છે. આજે જ્યારે જાપાન એશિયાખંડમાં આગળ વધી રહ્યું છે ત્યારે તે આ બધા વિજયો પછી શું કરવા માગે છે તેનો ખ્યાલ મેળવવો આવશ્યક છે

આજે દુનિયામાં જે પરિસ્થિતિ છે એ શા માટે પ્રતિકૂળ છે? દુનિયાના અનેક ફેરફારોની પાછળ આર્થિક કારણોનો ઘણો મોટો હિસ્સો હોય છે જેમ ઉત્પાદનની પદ્ધતિમાં ફેરફાર થતા ગયા છે તેમતેમ રાજકીય તથા સામાજિક બંધારણોમાં પણ ફેરફાર થતા ગયા છે જે જમાનામાં ખેતીના ધંધાનું વિશેષ મહત્ત્વ હતું તે જમાનામાં ખેતી અને તેને અંગેની જરૂરિયાતો અમુક વિસ્તારમાંથી પૂરી પડી રહેતી હોય તો એ વિસ્તારનું એક રાજ્ય બનતું અને

એ રાજ્યમા જુદા જુદા સ્થળોએ જે જે ઉત્પાદન થતુ તેની અદર અદર આપ-લે કરી લેવામા આવતી

જ્યારથી દુનિયાના બીજા દેશો સાથેના વહેવારના સબધો વધી ગયા ત્યારથી વેપારને મહત્ત્વ મળ્યુ અત્યારે લોકો દુનિયાના એક ખૂણામાથી ચીજો લઈને બીજે ખૂણે પહોચાડે છે અને જરૂરિયાતો સતોષે છે ઔદ્યોગિક પ્રગતિ થતા તો જૂના જમાનાની સરહદો બધી નકામી થઈ ગઈ અને નવી સરહદો રચવા માટે યુદ્ધો થવા લાગ્યા ઔદ્યોગિક યુગમા ઇંગ્લાડ જેવા દેશો માત્ર કારખાનાનો જ માલ પેદા કરવા લાગ્યા, જ્યારે જેને કાચો માલ ઉત્પન્ન કરવાની વિશેષ સગવડ હતી અને જે ઉદ્યોગોને ખીલવી ન શક્યા તે દેશો કાચો માલ તૈયાર કરવા લાગ્યા પછી આ બન્ને દેશો અરસપરસ એકબીજાની વસ્તુઓની આપ લે કરે એ પ્રકારની વ્યવસ્થા ચાલી આજે ઇંગ્લાડ પોતાની ઘણી જરૂરિયાતની ચીજો પરદેશથી મગાવે છે આથી ઇંગ્લાડનુ રાજ્ય માત્ર પોતાના જ દેશમા હોય એટલુ પૂરતુ નથી કારણ પોતાના કારખાના ચલાવવા માટેના કાચા માલને માટે એને પરદેશ તરફ નજર નાખવી પડે છે અને માલ બનાવ્યા પછી એને વેચવા માટે પણ પરદેશ તરફ જ જોવાનુ રહે છે પરદેશના લોકો ઇંગ્લાડને આ કાચો માલ આપવાનુ અથવા તેનો પાકો માલ લેવાનુ બધ કરે તો ઇંગ્લાડની ચાર કરોડની વસ્તી નભી નહિ શકે તેના કારખાના બધ પડી જાય એની અર્થવ્યવસ્થા ભાગીને ભુક્કો થઈ જાય તેણે પોતાના ઉદ્યોગોની જે રચના કરી છે તેમા કાચો માલ સતત મળ્યા કરે એ માટે કાચા માલના પ્રદેશો ઉપરનો કાબૂ આવશ્યક છે, તેમ જ પાકો માલ વેચાય એની પણ ખાતરી તેને હોવી જોઈએ એ માટે બજારો ઉપરનો કાબૂ પણ આવશ્યક છે આ બન્ને ઉપરનો કાબૂ રાખવા તેણે તે તે પ્રદેશો ઉપર કોઈને કોઈ જાતનો રાજકીય અધિકાર પ્રાપ્ત કરી લેવો જોઈએ એટલા પ્રમાણમા એની રાજકીય સરહદો મોટી થવી જ જોઈએ જો આવા પ્રદેશો દૂર આવેલા હોય

તો ત્યાં સુધીનો રસ્તો પણ તેના હાથમાં હોવો જોઈએ, નહિ તો સહેલાઈથી બીજું કોઈ એ વ્યવહાર તોડી નાખે.

નવા જમાનામાં આ જે પરસ્પરાવલંબન વધ્યું છે તેનો ખ્યાલ રાખીને રાજકીય સીમાડાઓ દોરાવા જોઈએ. પણ રાજકીય સીમાડાઓ બધી વાર આ રીતે દોરી શકાતા નથી. એમાં યુદ્ધો કરવાની જરૂર પડે છે. યુદ્ધોમાં જેનું બળ વધારે તે આખરે ફાવે છે. આજના ઔદ્યોગિક યુગમાં ફ્રાંસ અને જર્મની વચ્ચેની રાજકીય સરહદ પોસાઈ શકે એમ નથી. અને એથી જ એ બે પ્રદેશો વચ્ચે વારંવાર યુદ્ધો થતાં જોઈએ છીએ. કોઈ વાર એક દેશ જીતે છે તો કોઈ વાર બીજો દેશ, પણ એનો આખરી નિકાલ તો ઉદ્યોગો બરાબર ચાલવા માટે તે સરહદની આસપાસ આવેલ કોલસો અને લોખંડનો એકત્ર ઉપયોગ સરળતાથી થઈ શકે એવી કોઈ વ્યવસ્થા સ્થપાય ત્યારે જ આવે.

ઔદ્યોગિક યુગમાં દરેક દેશનાં કારખાનાં મોટાં થાય છે, અને કારખાનાંની પદ્ધતિ જ એવી છે કે કારખાનાં જેમ મોટાં થતાં જાય તેમ તેને કાચો માલ વધારે ને વધારે જોઈએ. એ જો પોતાની જ સરહદમાંથી ન મળતો હોય તો બીજાની સરહદમાંથી વિશેષ ને વિશેષ પ્રમાણમાં મળ્યા કરવો જોઈએ. મળ્યા કરે એવી નિશ્ચિતતા પણ હોવી આવશ્યક છે. જેમ કારખાનું મોટું થાય તેમ ઉત્પાદન વધે. એને માટે બજારો પણ જોઈએ જ. અને એ બજારો બીજી કોઈ ઔદ્યોગિક સત્તા ઝૂંટવી ન જાય તેની ખાત્રી પણ જોઈએ. રાજકીય અધિકારો વગર આ બની શકે નહિ. હિંદુસ્તાન ઉપર જો બ્રિટનનો રાજકીય અધિકાર ન હોય તો હિંદ પોતે ઇંગ્લાંડનો માલ ખરીદવાને બદલે પોતે જ પોતાનું ઉત્પાદન કરી લે, અને ઇંગ્લાંડને એટલો ધક્કો લાગે જ. હિંદ ઉપર જો રાજકીય સત્તા હોય તો જ હિંદના પોતાના ઉદ્યોગની ખીલવણી અટકાવી શકાય. માંચેસ્ટરનો માલ હિંદમાં આવ્યા કરે એને માટે ઘણાં

વરસો સુધી આપણા દેશના મિલ ઉદ્યોગોને અનેક પ્રકારના બધનોથી રૂંધી લેવામા આવેલો એ વાત જાણીતી છે વળી જાપાની સસ્તો માલ હિંદની બજારોમા ઇગ્લાડની હરીફાઈ કરતા આવતો હોય તો રાજકીય સત્તાને જોરે તેની સામે ભારે જકાતો નાખીને તેને અટકાવી પણ શકાય આમ રાજકીય સત્તા હોવી એટની આવશ્યક છે એ સમજી શકાય એવુ છે

જ્યા સુધી ઔદ્યોગિક દેશો ઓછા હતા ત્યા સુધી આ હરીફાઈ તીવ્ર નહોતી પણ આજે હવે દરેક દેશ એ માર્ગે જવા લાગ્યો છે અને દરેક દેશ કારખાના કાઢીને માલનુ ઉત્પાદન કરવા લાગ્યો છે દરેક દેશને તેને અગે કાચો માલ મળ્યા કરે તેની ખાતરી, માલ વેચવા માટેની પોતાના જ અકુશ તળેની બજારો તથા પોતાના દેશથી એ સ્થળો સુધીના રસ્તા ઉપરનો અકુશ જોઈએ જ તો જ એ દેશના ઉદ્યોગો અને તેને અગે ઊભી થયેલી વ્યવસ્થા ટકી શકે પણ બધા દેશો આ પ્રમાણે કરી શકતા નથી

જે દેશો નાના છે તે દેશો આજના ઔદ્યોગિક યુગમા કારખાનાઓ શરૂ કરે અને સારી રીતે ચલાવી શકે એ શક્ય નથી કારણ કે મોટા ઉદ્યોગોને ક્ષેત્ર પણ મોટુ જોઈએ આથી કોઈ મોટા ઔદ્યોગિક દેશની પાખમા તે રહે છે આવા નાના દેશો સ્વતત્ર કહેવાવા છતા તે મોટા ઔદ્યોગિક દેશના તાબેદાર જ હોય છે તે દેશ કહે તે પ્રમાણે આ દેશોએ કરવુ પડે છ અને એથી જ આજે ૭૦ જેટલા નાના મોટા રાજ્યો હોવા છતા ગ્રેટબ્રિટન, અમેરિકા, રશિયા, જર્મની જાપાન, ઇટાલિ વગેરે દેશોનો જ અવાજ સભળાય છે, અને આ દેશો જ પોતાનુ ધાર્યું કરી શકે છે આ રીતે આજનુ રાજકારણ થોડા દેશોનુ થઈ ગયુ છે કારણ એ દેશોએ પોતાની આસપાસ પોતાનુ મડળ રચ્યુ છે— જેમ સૂર્યની આસપાસ સૂર્યમાળા હોય છે તેમ

જે નવા ફેરફારોની વાત ચાલે છે તેના મૂળમા પણ આ જ

વસ્તુ કે જે મોટા દેશોએ આજે દુનિયામાં નાના મોટા પ્રદેશો છીનીને પોતાના મડળો રચ્યા છે તે તથા બીજા કેટલાક દેશો જેઓ ઔદ્યોગીકરણ કરવા માડયા છે, પણ જેમને કાચા માલ માટે કે બજાર માટે બહાર નજર નાખતા એવા દેશો જણાતા નથી તેઓ વચ્ચે હરીફાઈ છે તેઓને પણ આવા પ્રદેશો જોઈએ છે આવા દેશો તે જર્મની, જાપાન, ઇટાલિ છે તેથી જ તેમણે સબ રચ્યો છે કારણ તેમના હિતો એક છે અને ગ્રેટબ્રિટન, ફ્રાસ અમેરિકા, હોલાડ જે મુલકો દબાવી બેઠા છે તે તેની પાસેથી પોતે પડાવી લેવા માગે છે

જૂની વ્યવસ્થા તે ઉપર જણાવી તે છે એમા ગ્રેટબ્રિટન, ફ્રાસ, અમેરિકા, હોલાડ જેવા સામ્રાજ્યો છે, અને એમણે પોતાના અધિકાર, પ્રભાવ કે રક્ષણ તળે દુનિયાને વહેચી લીધી છે જાપાન, જર્મની વગેરે નવી વ્યવસ્થા માગે છે જેમા તેઓ હવે દુનિયાને પોતાના અધિકાર કે પ્રભાવ તળે રાખવા માગે છે આજે યુદ્ધો થાય છે કારણ કે આ નવા દેશોને મુલકો મળતા નથી તેમની એ આકાક્ષાઓ જો સતોષાય તો યુદ્ધોને કારણ ન રહે એટલે નવી વ્યવસ્થા થતા તેમની ન્યાજબી આકાક્ષાઓ સતોષાશે અને દુનિયામા સુખ અને શાતિ પ્રવર્તશે એમ માનવામા આવે છે તેથી જ આ નવી વ્યવસ્થાની યોજનાઓ રજૂ કરવામા આવે છે

જૂની વ્યવસ્થામા સુખશાતિ ન મળી શકયા એ તો આ જે જાણીતી વાત છે અને એટલે જ યુદ્ધ પછી જે નવી વ્યવસ્થા કરવામા આવશે તે કેવા પ્રકારની હશે તેની આછી રૂપરેખા પ્રખ્યાત આટલાટિક ચાર્ટરમા દોરેલ જોવામા આવે છે આ સનદની મુખ્ય કલમો આ જાતની છે

(૧) મિત્ર રાજ્યોને કોઈનો મુલક લઈ લેવાની ભૂખ નથી, (૨) નવી સરહદો બદલવાની હોય તો જે પ્રદેશની સરહદ બદલવી હશે

તેમના સ્વતંત્ર મત વિરુદ્ધ એવા ફેરફારો નહિ કરવામાં આવે. (૩) દરેક દેશ પોતાનું રાજ્યતંત્ર કેવા પ્રકારનું હોવું જોઈએ તે પોતે જ નક્કી કરશે. (૪) જે દેશોનું સ્વાતંત્ર્ય છીનવી લેવાયું હશે તેને તે પાછું આપવામાં આવશે. (૫) અત્યારની જવાબદારીઓને માન આપીને બધા જ દેશોને કાચો માલ જોઈતા પ્રમાણમાં મળી રહે એ તરફ ધ્યાન આપવામાં આવશે. (૬) બધા દેશો પોતપોતાની સરહદોમાં શાંતિપૂર્વક અને સુખથી રહી શકે એ તરફ ધ્યાન આપવામાં આવશે. (૭) સમુદ્રો દરેક પ્રજાને માટે ખુલ્લા રાખવામાં આવશે જ્યાં છૂટથી હરીફરી શકાય. (૮) જે દેશો લશ્કર રાખે તો જોખમકારક છે એમ અનુભવથી જણાયું છે તેમનું નિ:શસ્ત્રીકરણ કરવામાં આવશે, અને પછી તુરત જ સંયોગો અનુકૂળ થતાં બધા જ દેશોમાં શસ્ત્રાસ્ત્રો ઉપર પ્રતિબંધો મૂકવામાં આવશે.

આજની લોકશાહીઓ જે હેતુ ખાતર યુદ્ધ કરી રહી છે તેનું અંતિમ ધ્યેય ઉપર મુજબનું છે શબ્દો સુંદર છે, પણ યુદ્ધ હજુ ચાલુ છે ત્યારે પણ હિંદુસ્તાન જેવા દેશનું આમાં કયા સ્થાન છે તેનો નિર્ણય કરવામાં આવ્યો જણાતો નથી. આજ સુધી ઉડાઉ જવાબો મળ્યા છે તે આપણા અનુભવની વાત છે. એટલે સ્વતંત્ર દેશ, સ્વતંત્ર મત વગેરે વસ્તુઓનો કેટલો અર્થ થવાનો છે તેનો ખ્યાલ આપણને આવી શકે છે. પ્રેસિડેન્ટ વિલ્સને જ્યારે દુનિયાની નવી વ્યવસ્થા માટે ચૌદ મુદ્દાઓ રજૂ કર્યા હતા ત્યારે પણ આવી જ વાત કરી હતી. પણ એ સ્વાતંત્ર્ય યુરોપ માટે જ રહ્યું. એશિયાને માટે તેમાં સ્થાન નહોતું. એવી જ રીતે જર્મનીને પ્રથમ નિ:શસ્ત્ર બનાવવાની વાત કરવામાં આવી હતી, પણ એનો અંજામ શું આવ્યો તે પણ આપણે જાણીએ છીએ. એ વીશ વરસની જૂની વાત ફરી પાછી આજની દુનિયાને લગભગ એ જ સ્વરૂપમાં લાગુ પાડવાનો જ જો આશય હોય તો આ સનદથી ભાવિ દુ:ખો ટળવાનાં છે એવી

આશા બાધતા અનેક શકા કુશકાઓ દુનિયાના મનમા થાય એ સ્વાભાવિક છે. એનો સાચો ખ્યાલ તો અનુભવે આવશે

સોવિયેટ રશિયા પોતાની એક યોજના રજૂ કરે છે જેનુ ઉદાહરણ આજનુ સોવિયેટ તત્ર છે એ તત્ર હલકુ છે, ત્યા લોકોનુ રાજ્ય નથી વગેરે ઘણા આક્ષેપો જે જે રાજ્યો તરફથી કરવામા આવતા હતા તે તે રાજ્યો જ આજે એના ગુણગાન ગાવા માડયા છે અને આદર્શો યોગ્ય નથી એમ કહેવામા આવે છતા ત્યા અશાતિ નથી, દુ ખ નથી, લોકો ઉપર વધારે પડતુ દબાણુ નથી, થોડા વખતમા વધારેમા વધારે ઉન્નતિ એ પદ્ધતિએ કરી શકાય છે વગેરે બાબતો તો આજે દીવા જેવી જણાય છે, જેનો સ્વીકાર કર્યા વગર ચાલે તેમ નથી પણ આ સમાજરચના આજે જે સમાજરચના મૂડીવાદી ધોરણે સ્થાપિત હિતો ઉપર રચાયેલી છે તેના મૂળમા ઘા કરે છે, એટલે દુનિયાના સત્તાધારી પુરુષોને તે સ્વીકાર્ય નથી સામાન્ય લોકો કદાચ એનો વહેલો સ્વીકાર કરવા તૈયાર થાય.

પાસિફિકને માટે જાપાન પોતાની શી યોજના રજૂ કરે છે? અને આ યોજના ઓછી પ્રસિદ્ધ અને પરિચિત હોવાથી આપણે તેની વધારે વિગતવાર પરીક્ષા કરીએ

જાપાને પોતાની નીતિ ધીરે ધીરે વિકસાવી છે જરૂરિયાતોમાથી તેનો નિકાસ થયો છે. જેમ જાપાનનુ ઔદ્યોગીકરણ વધતુ ગયુ તેમ તેમ તેની યોજનાઓનો વિસ્તાર વધતો ગયો આપણે જોઈ ગયા કે ઔદ્યોગિક દેશો પોતાના કાચા માલ માટે અને બજારો માટે હમેશાં ચિતાતુર રહે છે અને આવા પ્રદેશો ઉપર પોતાનો કાબૂ આવી ન જાય ત્યા સુધી તેનુ અર્થકારણ અને રાજકારણ સ્થિર થઈ શકતુ નથી

જાપાને પણ પોતાની મહત્ત્વાકાક્ષા સતોષવા માટે પાસિફિકની પશ્ચિમે આવેલા દેશોમા પોતાનો વિકાસ જોયો પ્રથમ તેની આ

યોજનામા મંચુકુઓ, જાપાન અને ચીન હતા પણ પછી ધીમે ધીમે દક્ષિણ તરફના બધા જ દેશો આમા સમાઈ ગયા અને આજે તેની પૂર્વ એશિયાની નવી રચનામા ઓસ્ટ્રેલિયા અને ન્યૂઝીલાંડનો પણ સમાવેશ થાય છે અને કદાચ હિંદુસ્તાનનો પણ ખરો અહીં જે જૂની રચના છે તેમા ગ્રેટબ્રિટન, હોલાંડ, અમેરિકા, જાપાન અને રશિયાએ એશિયાના આ સમૃદ્ધ દેશો આપસઆપસમા વહેંચી લીધા છે, હવે એને બદલે જાપાન પોતાની આગેવાની તળે આ બધા પ્રદેશોનુ સંગઠન કરવા માગે છે આર્થિક દૃષ્ટિએ આ આખો પ્રદેશ મૂડી, કાચો માલ, માલની બજાર અને કેંદ્રથી બજાર સુધી પહોચવાના રસ્તા વગેરે બધી જ રીતે સ્વયંસંપૂર્ણ છે આટલા પ્રદેશની એકતા સધાય, આ પ્રદેશો પરસ્પરના સહકારથી આર્થિક ઉન્નતિ કરે તો બધાં જ સુખી થાય એમ તેમનુ કહેવુ છે આ પ્રદેશમા જાપાન ભૌગોલિક રીતે આગેવાની લેવા સરજાયેલુ છે અને તે આજે વધારે આગળ વધેલો દેશ છે માટે તેણે જ આ પ્રદેશમા આગેવાનીભર્યો ભાગ લેવો જોઈએ એ તેની માન્યતા છે

એડમિરલ ટાકાહાશીએ ૧૯૪૦ ના સપ્ટેબરમા લખ્યુ છે.

"જાપાન પૂર્વ એશિયાનુ આગેવાન થવા સરજાયુ છે. તે યુરોપિયન પ્રજાઓની અને અમેરિકાની પૂર્વ સબધેની નીતિને સહન કરી શકે નહિ જાપાન આગેકૂચની નીતિનુ અનુસરણ કરીને પૂર્વ એશિયામા જે નવી વ્યવસ્થા સ્થાપવા માગે છે તે શી છે? આ પ્રદેશનુ તે એક આર્થિક મડળ સ્થાપવા માગે છે (Economic Bloc) જેમા જાપાન, મચુકુઓ અને ચીન ત્રણે દેશો એક સાથે જોડાશે આ દેશોનું સ્વાતત્ર્ય માત્ર નામનુ જ નહિ રહે, પણ વાસ્તવિક રહેશે. આ પ્રદેશોને અર્ધસ્વતત્ર સસ્થાનો ગણવામા આવશે નહિ વળી આ મડળમા દક્ષિણ પાસિફિકના બધા જ પ્રદેશો–જેવા કે નેધર્લૅડઝ ઈસ્ટ ઇંડીઝ, ફ્રેચ હિંદી ચીન, ફિલિપાઈન્સ–વગેરેનો સમાવેશ કરવામા આવશે આનો અર્થ એ થશે કે ઉત્તરના અને

છીએ તેવી જ જાતના મંડળોમાં આખી દુનિયાને વહેંચી નાખવાની વાત ઉપરની યોજનાના પ્રથમ સિદ્ધાન્તમાં છે આવા મંડળમાં ભૌગોલિક વિચાર પ્રથમ હોવો જોઈએ રક્ષણ અને અર્થવ્યવહારની દૃષ્ટિએ ભૌગોલિક એકતા વગરનું મંડળ લાંબો કાળ ટકી ન શકે આ મંડળો આજના ઔદ્યોગિક યુગની જરૂરિયાતોને પણ બરાબર પહોંચી વળે એવાં હોવાં જોઈએ

તેનો બીજો સિદ્ધાંત ધ્યાન ખેંચે એવો છે જાપાનને આજે આક્રમણખોર પ્રજા તરીકે ગણવામાં આવે છે જેણે જેણે આજ સુધી સામ્રાજ્યો જમાવ્યાં છે એ બધી પ્રજા આક્રમણખોર જ હતી એકવાર આક્રમણ કર્યા પછી અને અમુક પ્રદેશો કબજે કર્યા પછી જ્યારે તેને માન સાચવવાનો પ્રશ્ન રહ્યો ત્યારે તે આક્રમણકારી મટી છે. આ પ્રજાઓ જેટલે અંશે આક્રમણખોર હતી, એટલે જ અંશે જાપાનને પણ આક્રમણખોર કહી શકાય પણ આ કલમમાં નવા જમાનાને પિછાનવાનો દેખાવ જણાય ચીન અને હિંદ જેવા મોટા દેશોને સ્વાયત્તશાસન આપવાનો વિચાર આમાં જે દેશોનો ઇતિહાસ ઘણો જૂનો છે, જે પ્રજાઓ એક કાળે ઉચ્ચ સંસ્કૃતિ ધરાવતી હતી, અને જે હજી પણ પોતાની અંતર્ગત ઉન્નતિ પોતે જ કરી શકે એટલી શક્તિમાન છે એવી પ્રજાઓને સ્વાતંત્ર્ય આપવું જરૂરી છે, એ સિદ્ધાન્ત સ્વીકારવામાં આવ્યો છે આ સ્વાયત્ત શાસનને આપણે મર્યાદિત અર્થમાં જ સમજવાનો રહેશે કારણ એ છે કે આ દેશોને મંડળથી છૂટા રહેવાનો અધિકાર નથી સંરક્ષણ પરરાજ્ય સાથેના સંબંધો વગેરેનો અધિકાર મંડળની આગેવાન સત્તાના હાથમાં રાખવાનું જરૂરી માનવામાં આવે છે કોઈ પણ એક સંઘ બનાવવાના પ્રશ્ન વખતે આ બાબતનો સ્વાભાવિક રીતે જ સમાવેશ થઈ જાય મંડળો બનાવવાનો ઉદ્દેશ જ વધારે સામર્થ્ય મેળવવાનો હોય છે સમવાયતંત્રમાં કેન્દ્રસત્તાને જે અધિકારો હોય છે તેવા અધિકારો આમાં આગેવાન સત્તાને રહેશે

મોટા પ્રદેશોને મંડળમાં રહીને સ્વાતંત્ર્ય આપવાનો જે વિચાર કરવામાં આવેલ છે તે તો મોટી અને જૂની સંસ્કૃતિ ધરાવનારા દેશો માટે. પણ આવાં મંડળોમાં જે નાની પ્રજાઓ હશે, અને જેઓ હજી સંસ્કૃતિની બાલ્યાવસ્થામાં જ હશે તેમને શરૂઆતમાં દોરવણીની જરૂર પડશે અને એથી એમનું સ્વાતંત્ર્ય ઘણું મર્યાદિત રહેશે. આજના જૂની વ્યવસ્થાના સામ્રાજ્યવાદીઓ જેવા વિચારો સેવે છે તેવા જ વિચારો આ પણ છે. તેઓએ પણ છેલ્લા મહાયુદ્ધ પછી મેન્ડેટની પદ્ધતિ શરૂ કરી હતી. આની પાછળની ભાવના જો શુદ્ધ હોય અને એનું એટલા જ શુધ્ધ હેતુથી આચરણ કરવામાં આવે તો નાની અને પછાત પ્રજાઓને લાભ થઈ શકે ખરો. પણ આજનાં મેન્ડેટની જે સ્થિતિ થઈ છે તેવી જ જો થવાની હોય તો નવી રચનામાં કાંઈ તફાવત પડતો નથી.

છેલ્લો સિધ્ધાન્ત છે રાષ્ટ્રસંઘની માફક જ એક સંઘ બનાવવાનો. જૂની વ્યવસ્થા કરતાં આમાં એક તફાવત કરવામાં આવ્યો છે. જૂની વ્યવસ્થામાં નાનાં અને મોટાં રાજ્યોને સમાન કોટિએ ગણીને બધાને રાષ્ટ્રસંઘના સભ્ય બનાવવામાં આવ્યાં હતાં. પણ નાનાં અને મોટાં, બળવાન અને નિર્બળ બધાં જ એક સમાન કોટિએ આવી શકે નહિ. માટે મોટાં રાષ્ટ્રોને વિશેષ સગવડો આપેલી. આ મોટાં રાષ્ટ્રો પોતાના પ્રભાવ નીચેનાં રાષ્ટ્રોને પોતાના પક્ષમાં ખેંચતાં. આખરે તો આ મોટાં રાજ્યો કરવા ધારે તે જ થતું, નાનાં રાષ્ટ્રોના સમાન દરજ્જાની માત્ર વાત જ કરવાની રહેતી. આ નવી વ્યવસ્થામાં રાષ્ટ્રસંઘ મંડળોનો જ બનાવવાનો છે. મંડળના ઘટકોને પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર નથી. મંડળ તરફથી આવેલા પ્રતિનિધિઓ આ રાષ્ટ્રસંઘમાં બેસે. અને દરેક મંડળ લગભગ સરખી જ શક્તિ ધરાવતું હશે, એટલે દરેક મંડળને પ્રતિનિધિત્વ સરખું જ મળશે. આવા સંઘને તે મંડળોનો બનેલો હોવાથી આપણે મહામંડળ નામ આપી શકીએ.

આ મહામંડળની યોજના એટલા માટે છે કે બધાં જ મંડળો

સરખા હશે, બધા જ સ્વયમ પૂર્ણ હશે તો બધા વચ્ચે શાંતિ બચવાર્તે ગ્હેરો આજના રાષ્ટ્રસઘમા શાંતિ સચવાવાનો જેટલો સભવ છે તે કરતા આના મહામડળમા શાતિ સ્થપાવાનો સભવ વધારે છે

આ આખી યોજના તપાસીએ તો સમાજવ્યવસ્થા કે રાજ્ય-વ્યવસ્થાની દૃષ્ટિએ સામ્યવાદી સોવિયેટ તત્ર જે જાતનો ધરમૂળથી ફેરફાર કરવા માગે છે તેવો આ ફેરફાર નથી સમાજના અને રાજ્યના બધારણમા કોઈ ખાસ તાત્વિક ફેરફાર જણાતો નથી માત્ર ઔદ્યોગિક યુગમા નાના રાજ્યો ટકી શકતા નથી, માટે રાજ્યોની મર્યાદા વિશાળ હોવી જોઈએ, અને એ વિશાળ ન થાય ત્યા સુધી અશાતિ રહેવાની એ અનુભવનો સ્વીકાર કરીને નવેસરથી દુનિયાને વહેંચી નાખવાનો વિચાર આમા સમાયેલો છે આવી વહેચણીમા ભૌગોલિક બાબત ઉપર લક્ષ આપવામા આવ્યુ છે, જેથી બ્રિટિશ સામ્રાજ્યની માફક, કે ફ્રેચ સામ્રાજ્યની માફક કે ડચ સામ્રાજ્યની માફક દરેક મડળના ઘટકો છૂટા છવાયા વિખરાઈ ગયેલા ન હોય, પણ નજીક નજીક હોય જેથી તેનુ રક્ષણ થઈ શકે.અને તેમા સહેલાઈથી અવરજવર પણ થઈ શકે આ ભૌગોલિક એકતા હોય તો કઈક સાસ્કૃતિક એકતા પણ આવવાનો સભવ ખરો

આ સિદ્ધાન્તોને લક્ષમા રાખીને જે મડળો રચવાના છે તેનો ખ્યાલ બે ચાર જાપાની લેખકોએ જુદો જુદો આપ્યો છે જુદી જુદી રચનાઓમા પરિસ્થિતિ અનુસાર થોડો ઘણો ફેરફાર સૂચવવામા આવ્યો છે, છતા તેની સામાન્ય રૂપરેખા નીચે પ્રમાણે ગણી શકાય

પહેલુ મડળ પૂર્વ એશિયાનુ આમા જાપાન આગેવાન રાષ્ટ્ર રહે બાકીના દેશો, મચુકુઓ, ચીન, હીંદીચીન, સિયામ બર્મા, હિંદ, મલાયા, ફિલિપાઈન્સ નેધર્લેડ્ઝ ઈસ્ટ ઇડીઝ, ઓસ્ટ્રેલિયા અને ન્યૂઝીલાડનો સમાવેશ કરવામા આવે છે અગાઉ જણાવી ગયા છીએ તેમ ચીન-હિંદ જેવા દેશોને આમા સ્વયશાસિત પ્રદેશો તરીકે

રાખવામાં આવશે, અને ઑસ્ટ્રેલિયા તથા ન્યૂઝીલાંડ સબંધેનો યોગ્ય પ્રબંધ કરવામા આવશે.

બીજું મંડળ યુરોપનું આ પ્રદેશની આગેવાની જર્મની અને ઇટાલિને મળશે અને આ દેશો આ આખા મંડળને વિકસાવશે. આફ્રિકા ખંડનો કદાચ આ મંડળમા સમાવેશ કરવાનો હશે.

ત્રીજું મંડળ સોવિયેટનું. આ આખું મંડળ આજે જ રચાઈ ગયું છે એને અભંગ રાખવામા આવશે અને ભૌગોલિક રીતે તે આજે પણ અભંગ છે. ઇરાન અને અફઘાનિસ્તાનને આ મંડળમાં ઉમેરવામા આવે છે.

ચોથું મંડળ ઉત્તર તથા દક્ષિણ અમેરિકાનું આમા યુનાઈટેડ સ્ટેટ્સ આગેવાન રાષ્ટ્ર તરીકે રહેશે, અને ઉત્તર તથા દક્ષિણ અમેરિકા જે ભૌગોલિક રીતે સ્પષ્ટ તરી આવતો વિભાગ છે તેની વ્યવસ્થા તે કરશે

પાચમું મંડળ બ્રિટિશ સામ્રાજ્યનું આ મંડળમા આજના સામ્રાજ્ય આવી જાય છે પણ કેટલાક લેખકો આ મંડળને સ્વીકારતા નથી કારણ ઑસ્ટ્રેલિયા વગેરે સંસ્થાનો પૂર્વ એશિયામા આવે, કેનેડા અમેરિકામા સમાઈ જાય, હિંદ જેવા દેશોને સ્વયંશાસન આપવામા આવે તો પછી આ મંડળમા દક્ષિણ આફ્રિકા સિવાય કશું બાકી રહેતું નથી *જો બ્રિટિશ લોકો સાથે જાપાનને યુદ્ધ ન થયું હોત તો આ* મંડળના અસ્તિત્વનો સભવ હતો પણ યુદ્ધ થયા પછી અને જાપાનની ધારણા મુજબ બ્રિટિશ સામ્રાજ્ય તૂટે તો પછી જાપાનીઓ આવા મંડળની ગણતરી ન કરે એ સમજાય એવું છે

માઈસિરો ઈશિહારા નામનો એક લેખક આ નવી રચનાને સહેજ ફેરફાર સહિત મૂકે છે આ લેખક જાપાનનો એક વેપારી અને ઔદ્યોગિક પેઢીનો પ્રમુખ છે અને એ રીતે આગેવાન પુરુષ ગણાય.

તે પૂર્વ એશિયાના ઉપર બતાવેલા મડળમા પૂર્વ સાઇબીરિયાને કિનારે આવેલા પ્રદેશને ઉમેરે ? અને બ્રહ્મદેશને પણ આ મંડળમાં ઉમેરે છે

ઉપરાંત એક નવી જ યોજના તે રજૂ કરે છે. કેટલાક દેશોને તે વેપાર ઉદ્યોગો મારફત વિકસાવવાના દેશ તરીકે ગણે છે આ નામો જાણવા જેવા છે દક્ષિણ અમેરિકા, યુનાઈટેડ સ્ટેટ્સ, હિંદુસ્તાન, ઈરાન, અફઘાનિસ્તાન આફ્રિકાનો પૂર્વ ભાગ, દક્ષિણ આફ્રિકા વગેરે દેશો-એટલે પાસિફિકના કિનારા ઉપરના તથા હિંદી મહાસાગરની આસપાસના દેશોને આમા ગણાવે છે આ યોજના પ્રમાણમા તટસ્થ જણાય છે પણ એ એક ઉદ્યોગપતિ અને વેપારીની યોજના છે એટલું ધ્યાનમા રાખવું જરૂરી છે

બાકીના પ્રદેશની ખીલવણી ગોરા લોકો કરે એવી તે યોજના મૂકે છે આ બાકીના પ્રદેશમા ઉત્તર કેનેડા, ઉત્તર અને પશ્ચિમ સાઇબીરિયા, રશિયાઈ તુર્કસ્તાન, યુરોપ અને પશ્ચિમ આફ્રિકા (સહરા)નો સમાવેશ થાય છે યુરોપને બાદ કરતા કુદરતી સમૃદ્ધિની દૃષ્ટિએ આ મડળ લગભગ નિર્ધન જ છે આજ સુધી દુનિયાની જે લૂટ ચલાવી છે એના દડ તરીકે હવે આ સજા ગોરા લોકોને આપવામા આવતી હોય એવી ગધ આ યોજના પાછળ આવ્યા વગર રહેતી નથી વળી ભૌગોલિક દૃષ્ટિએ જાપાન જ્યા પહોચી ન શકે એવા આ પ્રદેશો છે એટલે જાપાન પાસિફિક અને હિદી મહાસાગર બન્ને ઉપર પોતાની સત્તા રાખવા માગતું હોય.એમ પણ આમાથી ફલિત થાય છે

આ બધી યોજનાઓ હજી અસ્પષ્ટ છે, અને કોઈ યોજના સત્તાવાર નથી પણ જાપાની લોકો હવે કઈ દિશામા પોતાની નવી વ્યવસ્થાને લઈ જવા માગે છે એનુ સૂચન આપણને જરૂર આ યોજનામાથી મળી રહે છે એમા પણ પૂર્વ એશિયાના મડળ માટે તો બધી જ યોજનાઓવાળા એકમત છે પાસિફિકને નાગે વગરે

છે ત્યાં સુધી આ યોજના પ્રમાણે પશ્ચિમ પાસિફિકમાં જાપાનની આગેવાની નીચે મંડળ રચાય અને એની ખીલવણી થાય, જ્યારે પૂર્વ પાસિફિકમાં અમેરિકા પોતાનું વર્ચસ્વ રાખે પોતાના મંડળમાં આવેલા બધા દેશોના ધર્મ અને રૂઢિઓની વચ્ચે નહિ આવવાનું સૂચન આ વ્યવસ્થામાં કરવામાં આવ્યું છે

૧૯૪૨ ના ફેબ્રુઆરીની ૧૬ મી એ જાપાનની પાર્લામેંટ સમક્ષ બોલતા વડા પ્રધાન ટોજોએ પોતાની આ નવી વ્યવસ્થા સબંધે બોલતા જણાવ્યું હતું કે —

" જાપાનનો હેતુ ધાર્મિક સિદ્ધાંતો ઉપર સ્થપાયેલ સહજીવન અને સામુદાયિક આબાદી ( Co-prosperity )ની નવી વ્યવસ્થા સ્થાપવાનો છે જેમાં આ પદ્ધતિના કેન્દ્ર તરીકે જાપાની સામ્રાજ્ય રહે અને બૃહત્ પૂર્વ એશિયામાંનો દરેક દેશ અને દરેક પ્રજા પોતાનું યોગ્ય સ્થાન ધરાવે '

જાપાન શું કરવા માગે છે એનો આછો ખ્યાલ ઉપરની યોજનાઓ ઉપરથી મળે છે તેણે જે પાંચ મંડળોની યોજના કરી છે, તેમાં કંઈક તથ્ય પણ છે કારણ કે આજની સમાજરચનામાં ધરમૂળથી ફેરફાર ન થાય અને છતાં દુનિયામાં શાંતિ સચવાઈ રહે એવો એ માર્ગ છે આવી યોજનાઓ યુરોપના બર્ટ્રાન્ડ રસલ આદિ મોટા વિદ્વાનો તરફથી પણ મૂકવામાં આવી હતી આનાથી આખરે દરેક મંડળમાં આવેલી પ્રજાઓનું અને સમગ્ર દુનિયાનું કલ્યાણ થશે કે કેમ એ આજે કોઈ કહી શકે નહિ "

આજે તો નવી દુનિયા રચનાના જે સ્વપ્નાઓ સેવવામાં આવે છે, તેમાં એક બાજુ આટલાંટિક ચાર્ટર છે અને બીજી બાજુ જાપાનની આ નવી વ્યવસ્થા છે આટલાંટિક ચાર્ટર સત્તાવાર જાહેરાત છે, જ્યારે જાપાનની નવી વ્યવસ્થા એ સત્તાવાર નથી

પણ પૂર્વ એશિયા માટેની નવી વ્યવસ્થાને સત્તાવાર ગણી લેવામાં હરકત નથી. સોવિયેટ પોતાની યોજના હાલ તુરત દુનિયા પાસે સ્વીકારાવી શકે એવું લાગતું નથી. એટલે દુનિયા પાસે બે જ યોજનાઓ રહે છે. જગત સમસ્તનુ કલ્યાણ કરવાની ભાવનાથી પ્રેરાઈને આ બન્ને યોજનાઓ રજૂ કરવામાં આવે છે. આ મહાયુદ્ધને અંતે જેનો વિજય થશે એની વ્યવસ્થા દુનિયાએ સ્વીકારવાનું રહેશે. અને ત્યારે એ કલ્યાણકારી છે કે કેમ એની કસોટી પણ થશે.

પણ એક વાત અત્યારથી જ સમજી શકાય એવી છે. દરેક પ્રજા સામ્રાજ્ય સ્થાપન માટે કોઈ વિશ્વભાવના રજૂ કરે છે. એ વિશ્વભાવનાના ઝનૂનથી વિજય પ્રાપ્ત કરે છે, પણ વિજય પછી કેવળ સ્વાર્થી જ બની જાય છે, એવો ઇતિહાસનો અનુભવ છે. જાપાનની ભાવના એવી નથી એમ માનવા કશું કારણ નથી. અને સામ્રાજ્ય માટે પણ પ્રજામાં એક પ્રકારની ખાનદાની જોઈએ. સાચું તો એ છે કે કોઈને દબાવી સામ્રાજ્ય સ્થાપવાની ભાવના જ અનિષ્ટ છે, માણસને સત્તાનું ઘેન ચડે છે તેવું જ કે તેથી વિશેષ રાજ્યને પણ ચડે છે. જાપાન જે મહામંડળો રચે છે. એ મહામંડળો સર્વને સ્વાતંત્ર્ય આપવાને સંમત થશે, પોતાના સ્વાર્થથી નહિ પણ દુનિયાના હિત માટે જગતના રાજ્યકારણનો વિચાર કરશે ત્યારે જ સાચી શાંતિ સ્થપાશે.